॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

# આધુનિક અંધશ્રદ્ધા.


લેખક.

બુલાખીરામ રણછોડ પંડયા.

મુ. ડાકોર.



પ્રકાશક

ત્રિભુવનદાસ દલપતરામ પટેલ.

શાહપુર વનમાળીવાંકાની પોળ–અમદાવાદ.

સોલ એજન્ટઃ-

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

૨૬૩૦, પાનકોર નાકા–અમદાવાદ.

સંવત ૧૯૭૬ સને ૧૯૨૦ આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦૦૦.

કિંમત રૂ. ૦-૪-૦

અમદાવાદ શહાપુર વનમાળી વાંકાની પોળમાં હરિભાઈ દલપતરામે પોતાના "ગ્રન્થોદય" પ્રેસમાં છાપી.

## લેખકના બે બોલ.

આજકાલ આપણા હિંદુઓ ધર્મને બ્હાને હજારો રૂપિયા ખર્ચ કરે છે, અને તેથી પોતાને કૃત્યકૃત્ય માને છે; પરંતુ ધર્મનું ખરૂં રહસ્ય સમજ્યા વિના કેવળ ધર્મ ઢોંગીઓના આડંબરથી અંજાઇ તેઓના આંતરિક જીવનચરિત્રો તરફ દુર્લક્ષ કરી હજારો અને લાખો રૂપિયા અંધ પરંપરા ન્યાયે ધર્મના નામે વાવરે છે. **જે દાનથી ધર્મનું આત્માનું કે જનસમાજનું કલ્યાણ ન થાય તેવા દાનને ધર્મ માનવો તેનું નામજ અંધશ્રદ્ધા.**

હાલ આપણા દેશમાં ઘણા માણસો ફક્ત અંધશ્રદ્ધાળુઓના દ્રવ્યથીજ તાગડ્ધિન્ના કરી નિરૂદ્યમી બની બેસી રહે છે. જાણે પોતાને મફતના માલ ખાવાને ઈશ્વરે સરજેલા છે, અને તેઓનું પોષણ કરવામાંજ ધર્મનું રહસ્ય સમાયેલું છે એમ તેઓ સર્વને મનાવે છે. તેઓ નથી તો ધર્મનું કલ્યાણ કરતા, અથવા નથી પોતાના આત્માનું કે દેશનું કલ્યાણ કરતા; ફક્ત પોતાની ક્ષુદ્ર વિષયવાસનાઓને પોષીને પાપ કર્મમાં પ્રવર્તે છે.

આ લેખ કોઇના ઉપર દ્વેષભાવથી કે કોઈની નિંદા કરવાના હેતુથી લખવામાં આવ્યો નથી, પરંતુ આજકાલ આપણી અંધશ્રદ્ધાથી આપણા દ્રવ્યની કેવી અને કેટલી ખુવારી થાય છે તેનું દિગ્દર્શન

કરાવવાના કારણેજ લખવામાં આવ્યો છે. મ્હારા અને આ લેખમાં વર્ણવેલા ધર્મઢોંગીઓનો પ્રસંગ અક્ષરશઃ સત્ય છે. તેવા ધુતારાઓની જાળમાં નહિ સપડાવાના ઉપદેશ રૂપજ આ હકીકત સજ્જનો સમક્ષ મુકવામાં આવી છે. પોતે નિરક્ષર હોવા છતાં પણ ખાલી વિદ્વતાનો ડોળ બતાવી ભોળા અને અંધશ્રદ્ધાળુ જનોને ભરમાવનારાઓની અત્યારે આ ભારતભૂમિમાં ખોટ નથી. માટે મ્હારા ભોળા બંધુઓ તેવા ધર્મ ઢોંગીઓને ઓળખી કહાડી તેમને દૂરથી નવગજના નમસ્કાર કરી ધર્મના ખરા રહસ્યને સમજતા થશે તો આ લેખકનો પરિશ્રમ સફળ થયો ગણાશે. **સુજ્ઞેષુ કિં બહુના.**

તા. ક. આ નાનકડા કાવ્યમા જે જે સાક્ષરોનાં કાવ્યો લેવામાં આવ્યાં છે તેમનો આભાર સહિત ઉપકાર માનવામાં આવે છે.

ડંકપુર.
**ભાદ્રપદ શુકલ નવમી.**
સંવત ૧૯૭૨.

**બુલાખીરામ રણછોડ પંડયા**

॥ तत्सत् परमात्मन्

# આધુનિક અંધશ્રદ્ધા.



## હરિગીત.

હું એક દિવસ સવારમાંહી સ્નાન સંધ્યાદિ કરી,
મુજ ઘેરથી જાવા બજારે નીકળ્યો તૈયાર થઈ;
તે દિવસ પૂર્ણિમા હતી આસોતણી તેથી કરી,
ઝાઝી હતી ત્યાં ભીડ રસ્તા માંહિ યાત્રાળુ તણી. ૧

રસ્તે ઘણી મુશ્કેલીથી હું તે સમે જાતો હતો,
પળવાર થઇ જાતાં હતાં નિર્દોષ કૈં આલિંગનો;
ઉભા હતા ત્યાં ચાર શિષ્યો સાથ રસ્તે મ્હાતમા,
જાણે ઉભા ગણ વર્ગ સાથે શંભુના સરખા બીજા. ૨

દેખી હૃદયમાં પ્રેમ મુજને પ્રકટતાં હું ત્યાં ગયો,
બે હસ્તથી વંદન કરી સ્હામો જઇ ઉભો રહ્યો;
જાણે અમી વરસાવતા નિજ નેત્ર મુજપર નાંખીને,
" बच्चा कहां रहेता तुं है " એવી રીતે પૂછ્યું મ્હને. ૩

મ્હેં હસ્ત જોડીને કહ્યું આ નગ્રનો હું વિપ્ર છું,
ને આપ જેવા સંતજનની ચરણરજ ઇચ્છુંજ છું;

બોલ્યા પછી તે મ્હાતમા " बच्चा बड़ा तुं भक्त है,"
" इच्छा हमारी आज तेरा धामको पावन करे." ૪

મ્હેં તો વિચાર્યું આજનો દિન ઉગિયો સુવર્ણનો,
આવ્યો અચાનક યોગ રૂડો સંતની સેવા તણો;
બોલ્યો પ્રભુ ધનભાગ્ય મ્હારૂં દાસને આજ્ઞા કરો,
સેવા કરી થાઉં કૃતારથ ધામ મુજ પાવન કરો ૫

યોગી કહે " हम आज तेरे धाम रोटी पायगे,"
" दिखलाव तेरा धाम चेला संग तेरी आयगे; "
હું બોલિયો ચાલો પ્રભુ દુકાન મ્હારી દાખવું,
તે ઠામ દશ વાગે પ્રભુ કરૂણા કરીને આવવું. ૬

ચાલ્યા બજારે તે પછી સૌ શિષ્ય હું ને સંત તે,
ગિરદી ઘણી જામી હતી મુશ્કેલ કરવો પંથને;
જાણે ચઢ્યું પૂર માનવીનું મસ્તકો મોજાં સમાં,
કૈં લાલ લીલાં મચ્છ જેવાં પાઘડાં હાલી રહ્યાં. ૭

નૌકા સમી ત્યાં ગાડીઓ કૈં કૈં જતી દેખાય છે,
નીચાં ઉંચાં બે બાજુનાં ઘર ભેખડો જેવાં દિસે;
કો આવતા કો જાય છે કો વમળ પેઠ ફર્યા કરે,
વ્હેતી સરિતા હોય ત્હેવું દૃશ્ય ત્યાં નજરે પડે. ૮

ચઢીને અમે વમળે મહા મુશ્કેલીથી મધ્યે પડ્યા,
સદ્ભાગ્યથી ગુરૂ શિષ્ય ને હું દુકાને પહોંચી ગયા;
ગુરૂને કહ્યું આ ઠામ સર્વે આવજો દશ વાગતાં,
હું વાટ જોતો આપની બેસીશ તે વેળા યહાં. ૯

કરીને વિદાય પછી વિચાર્યું શી રીતે કરવું હવે,
આ ભીડ ભેદી ઘેર કેવી રીત જાવું માહ્યરે;
ઘરમાંહી આવે તાવ તેતો વાત યાદ રહી નહિં,
કરશે રસોઈ કોણ સંતો કારણે ઘરમાં તહીં. ૧૦

બેઠો દુકાને હાથમાં કંઈ કામ લેવું ના ગમે,
મુજ ચિત્ત ચકડોળે ચઢ્યું કેવી રીતે કરવું હવે;
મુજ દેહ દુકાને હતો મન તો હતું વિચારમાં,
કરવી વ્યવસ્થા શી રીતે આવે ન કાંઈ ખ્યાલમાં. ૧૧

ઉઠયો પછી દુકાનથી નવ વાગતાં ઘર આવવા,
સંતો બિચારા દુઃખી થાશે વાર થાશે જો કદા;
લઈ શાક આવ્યો ઘેર તો કંઇ રંગ જુદો ત્યાં હતો,
તે જોઇને મુજ મન વિષે બહુ ખેદ તો વ્યાપી ગયો. ૧૨

આવ્યો હતો મુજ પ્રેમદાને તાવ ઝાઝો તે સમે,
બે ચાર ઓઢી ગોદડાં તે તો સુતી'તી તે સમે;
ઘરમાં હતાં બે બાળ કે'વા લાગિયાં રડીને તહીં,
"બાપા ચઢયો છે તાવ મ્હારી માત આ સૂતી અહીં." ૧૩

ઉર એક ચિંતા તો હતી તેમાં વળી બીજી ભળી,
પડતા ઉપર પાટુ પડે તેવી દશા મ્હારી થઈ;
મનમાં મુઝાયો હું ઘણો કરવું હવે કેવી રીતે,
આ બાળકો ને યોગિયોની પેર કરવી શી રીતે. ૧૪

આવ્યો બજારે હું ફરી કંઇ ભીડને ભેદી કરી,
લીધી રૂપૈયા બે તણી બરફી અને મોળી પુરી;

બેઠો દુકાને વાટ જોતો સંતને આવ્યા તણી,
દશનો થતાં ડંકો સવારી આવી ત્યાં સંતો તણી. ૧૫

પાયે લાગી હું બોલિયો ચાલો પ્રભુ તો કે' "चलो"
ચાલ્યા પછી સરવે અમો આવ્યા ગૃહે આનંદમાં;
આદર કરી અદકો પછી મુજ ગૃહવિષે પધરાવિયા,
આજ્ઞા કરો હાજર ઉભો છું દાસ પર કરીને દયા. ૧૬

કહે સંત "कितनी देर है" તો મ્હેં કહ્યું તૈયાર છે,
" जलपात्र दे दे " સંત બોલ્યા મ્હેં કહ્યું તૈયાર છે;
મ્હેં તો બિછાવ્યા પાટલા સૌ સંતને પધરાવવા,
પત્રાળીઓ મુકી દીધી મંડળ કરી જળનાં ત્યહાં. ૧૭

પ્રીતે પખાળી ચર્ણ સૌ તૈયાર થઇ ઉભા તહીં,
આવો બિરાજો પાટલે મ્હેં એમ ત્યાં વાણી કહી;
મધ્યે બિરાજ્યા મ્હાતમા બે પાસ શિષ્યો શોભતા,
જેવા ગ્રહોમાં ચંદ્ર શોભે તેમ તે શોભી રહ્યા. ૧૮

મ્હેં પિરશ્યાં પત્રાળીમાં બરફી અને પુરી ત્યહાં,
મુકયું અથાણું કેરીનું મરચાં તણી ચટણી ત્યહાં;
જે જોઇએ તે માગજો બેસો જમો મહારાજજી,
એવું કહી મ્હેં આજની બીના ટુંકામાં સૌ કહી. ૧૯

ત્યાં બોલિયા યોગી " बडा है भक्त तुं भगवंतका,"
" करता बडा सन्मान तुं यजमान साधु संतका;"
" कुच लड्डु बड्डु लायदे क्या खांडका पत्थर धरा,"
हम योगियोंका आज तुंहें बुलायके ठठा किया. " २०

"दो चार दिनसे क्षेत्रमे लड्डु जलेबी पावता,"
"ऐसा कबु हम जानते तो कायकुं य्हां आवता;"
"हम जानताके आज पक्के माल पायेंगे यहां,"
"कंगाल तुं क्या कर शके सन्मान साधु संतका." ૨૧

જે ભક્તિની જ્યોતિ હતી મુજ ઉરમાં તે ગુલ થઇ,
ધિક્કાર વ્યાપ્યો મુજને કો દાંભિકો આવ્યા અહીં;
મ્હેં ઓળખ્યા સાધુ તણા પોશાકમાં શયતાનને,
જાણ્યું સુવર્ણ થકી મઢેલા ઝેરના આ કુંભ છે. ૨૨

ગર્દભ દિસે આ સિંહ કેરા ચામડે વિંટાયલા,
રે! રે! પ્રભુ મ્હેં શું કર્યું અપરાધની કરજે ક્ષમા;
હું ઓલિયો મહારાજ જે શક્તિ હતી તે મ્હેં કર્યું,
અપરાધ મ્હેં કીધો પ્રભુનો આજ આવું આદર્યું. ૨૩

ઉઠયા જમી તે સંત (!) બાળક માટ કાંઇ ન રાખિયું,
પીડા ટળે ઝટ તો ભલું મ્હેં એમ અંતરમાં ચહ્યું;
અડો લગાવ્યો ઢોંગીએ બેઠા બિછાનું પાથરી,
યમદૂત શ્યા ઉઠે નહિં ચોટયા ગુંદરની ગારથી. ૨૪

મુજને કહ્યું કે "आव बच्चा बात कछु तुजको कहे"
"कछु वस्त्र दे दे संतको इतना हमारा स्वाल है,"
શક્તિ નથી મહારાજ મ્હારી એમ મ્હેં મુખથી કહ્યું,
તે સાંભળી તે ઢોંગીયોએ કોપથી મુજને કહ્યું. ૨૫

"तुम देखना हम योगियोका स्वाल र्हें मिथ्या किया,"
"हमको सताया आज उसका फल अवश्यहि पायगा;"

તો મ્હેં કહ્યું કે સંત કોઈ શ્રાપ તો દેતા નથી,
ને ઢોંગીઓના શ્રાપ તે તો અંગને અડતા નથી. ૨૬
બોલ્યા ઘણા અપશબ્દ ઝાઝી રીશ મુજ ઉપર કરી,
" तुं क्या समजता श्राप देके भस्म में करता अभी;"
આ સાંભળીને વે'ણુ મ્હારા ઉરમાં અગ્નિ થયો,
અતિ ક્રોધની ઉર્મી થકી નિષ્ઠુર વચન હું બોલિયો. ૨૭
જાઓ ધુતારા જોગટાઓ જોગને લજવાવતા,
સાધુ બની શું સાધિયું છો સૌ અતિતી નર્કના;
ખાઇ મફતના માલ પાપી પીંડનું પોષણ કરો,
મસ્તાન પાડાશ્યા બની શું દેશનું હિત આદરો. ૨૮
તમ અંગ ઉપર છે ગરમ આ વસ્ત્ર તેમ છતાં તમે,
મુજ પાસ માગો વસ્ત્ર બીજાં ધિક્ક છે તમ ભેખને;
મ્હારા સમા ભોળાજનોને છેતરો પાખંડથી,
જાઓ સિધાવો આંહિથી ઝાઝું હવે કહેતો નથી. ૨૯
ઉઠયા પછી એ જોગને લજવાવનારા જોગટા,
વાગ્યા બરાબર બાર ત્યાર પછી ટળી મ્હારી પીડા;
બાળક બિચારાં માહ્યરાં ભૂખ્યાં રહ્યાં કોવારથી,
તરૂણી બિચારી તાવલીની ખબર પણ પૂછી નથી. ૩૦
આજે ઉઠી કો દુષ્ટનું મ્હેં મુખ તો જોયું હશે,
આ પૂર્ણિમાનો દિવસ આજ અકાજ મ્હેં ખોયો ખરે;
પાણી કર્યું મુજ ગાંઠથી દુકાનનો વકરો ગયો,
મેં પોષિયા પાખંડીને હું **અંધશ્રદ્ધાળુ** થયો. ૩૧

× × ×

ઓ **અંધશ્રદ્ધાળુ** જનો આ વાત વાંચી સાર લ્યો,
પૈસા તમારાનો તમો ઉપયોગ શુભ ઠામે કરો;
મેવા મિઠાઇ આપીને પાખંડીને પોષો નહિં,
વિષથી ભરેલા નાગને પયપાન દઈ પોષો નહિ. ૩૨

ખાઈ મફતના માલ બાવા મસ્ત પાડા શ્યા ફરે,
બે ચાર રાખે ચેલિયો ગાંજો સુકો પીતા ફરે;
આડંબરેથી આંજીને જગ ધુતનારા તેજ છે,
આ દેશને આપત્તિમાં ડુબાવનારા તેજ છે. ૩૩

બાળક તમારાં પાઈ માટે પેટ કૂટીને રડે,
તેને ન આપો પાઈ પણ પાખંડીને પોષો તમે;
એ **અંધશ્રદ્ધા** કેટલી શાણા વિચાર કરો ઉરે,
એ શું તમારા દેશનું કે ધર્મનું રૂડું કરે. ૩૪

પોતે પડે ઉંડા કુવામાં અન્યને ઉતારતા;
બાવા બની જગ ધુતવાનો ઢોંગ જુઠો ધારતા;
સંસારમાંથી ભાગીને સરકારને ધરનારના,
માબાપના ને આપના ને સર્વના ખોટા કર્યા. ૩૫

ચશ્માં ચઢાવી બૂટ પ્હેરી છત્રી કરમાં ઝાલતા,
મન માનતાં વસ્ત્રો સજી નીચું નિહાળી ચાલતા;
વકતા ઘણો તો શું થયું ! બકતો ઘણું તો શું થયું ?
મન વાંચ્છના ત્યાગી નહિ સંસાર ત્યાગે શું થયું ! ૩૬

ઉપદેશ આપે અન્યને પણ આપ તો પાળે નહિ,
ખટરસ અને મિષ્ટાન્નના ભોજન વિના ચાલે નહિ;

દમડા દબાવી રાખતા તો ધર્મનું લક્ષણ કયું ?
મદ મોહ લોભ તજ્યો નહિ સંસાર ત્યાગે શું થયું ? ૩૭

બાવા બની ચોળે વિભૂતિ મસ્તકે રાખે જટા,
ધુણી ધિકાવે અલખ ગાયે ઠાઠ રાખે સિદ્ધના;
મુખથી ઉચ્ચારે રામને હૈયું હળાહળથી ભર્યું,
મન મેલને ત્યાગ્યો નહિં સંસાર ત્યાગે શું થયું ? ૩૮

જે ત્યાગ વૃત્તિ સંત તે જગમાં જવલ્લા હોય છે,
સૌ ભોગ રોગ સમાન માને નિર્વિકારી હોય છે;
તે ધર્મને તજતા નથી ખટરસ કદી જમતા નથી,
તે દ્રવ્ય સંઘરતા નથી ને નગ્રમાં વસતા નથી. ૩૯

તે કાલની કે કાળની ચિંતા કદી કરતા નથી,
તે માન કે અપમાનની પરવા કદી કરતા નથી;
હું સિદ્ધ છું કે સંત છું એવું મુખે વદતા નથી,
નિજ વિદ્વતાનો ગર્વ તે મનમાં જરા ધરતા નથી. ૪૦

ભારેલ અગ્નિ પેઠ તે સંસારમાં છાના રહે,
જળમાં તણાતા હોય તેવી રીત તે ફરતા ફરે;
મુખથી રટે હરનામ મિથ્યા દંભમાં દિન ના ખુએ,
પાષાણમાં ને કાષ્ટમાં ને સર્વમાં હરિને જુએ. ૪૧

સાધુ તણાં જે લક્ષણો તે ઢોંગીયોમાં ના દિસે,
લાખો જનોમાં કોઇ એવા આવતા કો હિ હશે;
પણ કાગ કેરી પંક્તિમાં ના હંસ તો છાનો રહે,
રે'ણી અને કરણી વડે તે સર્વથી જુદો પડે. ૪૨

સંસાર ત્યાગી વિષય સૌનો ત્યાગ કીધો જેમણે,
તપ વ્રત કરી નિજ પ્રાણને વશ રાખવાનો જેમને;
તેવા જનોને ઘૃત અને પયના પદાર્થો આપીને,
શા માટ લલચાવી બગાડો ત્યાગ તેવાનો તમે. ૪૩

× × ×

હે દેશના ધનવંત ને દાની દયાળુ સજ્જનો,
ધન દાન વેળાએ તમો વિવેક બુદ્ધિ વાપરો;
પાળો ભલે દુખથી પીડાતા અંધ તેમ અપંગને,
ટાળો દુઃખીનાં દર્દ તો આશીષ અંતરની મળે. ૪૪

વિદ્યા કળા વિજ્ઞાનઃ અર્થે દ્રવ્ય કેરો વ્યય કરો,
આ દેશની આબાદીના પંથે રૂપૈયા વાવરો;
ધનવંત થાયે દેશ આ તેવા ઉપાયો આદરો,
લુચ્ચા ભિખારી થાય ઓછા તે રીતે વર્તન કરો. ૪૫

જે દ્રવ્યથી શુભ ધર્મની વૃદ્ધિ જગતમાં થાય ના,
જે દ્રવ્યથી નિજ દેશની કારીગરી પોષાય ના;
જે દ્રવ્યથી વિદ્યા કળા વિજ્ઞાન વૃદ્ધિ થાય ના,
જે દ્રવ્યથી દુઃખ ના ટળે પરમાર્થ તે કહેવાય ના. ૪૬

પાખંડીને પોષો તમે પરમાર્થ તે કહેવાય ના,
જશ ખાટવા ધન વાવરો પરમાર્થ તે કહેવાય ના;
નિજ સ્વાર્થ માટે જે કરો પરમાર્થ તે કહેવાય ના,
ભરતા વિષે ધન જે ભરો પરમાર્થ તે કહેવાય ના. ૪૭

પરમાર્થને બ્હાને હજારો રૂપિયા હોમાય છે,
તે દ્રવ્યથી કેવળ વિષયની વાસના પોષાય છે;

શણગાર ને શૃંગારમાં તે દ્રવ્યનો વ્યય થાય છે,
તે દ્રવ્ય દેનારા અને લેનાર નર્કે જાય છે. ૪૮

દ્રષ્ટિ તમારી અન્ય દેશો પર તમે નાંખી જુઓ,
ત્યાં ધર્મ સંસ્થાઓ તણી ખુબી જરા ન્યાળી જુઓ;
લાખો રૂપૈયા ધર્મ સંસ્થામાં જમાં ત્યાં થાય છે,
તે દ્રવ્યનો તે દેશના કલ્યાણમાં વ્યય થાય છે. ૪૯

ખટરસ જમાડી દાંભિકોની વૃદ્ધિ તે કરતા નથી,
ભીખ આપીને ભીખ માગતો નિજ દેશને કરતા નથી;
લુચ્ચા લફંગા આળસુને આશરો દેતા નથી,
ને વૈભવોમાં ખર્ચ કરવા દાન તે દેતા નથી. ૫૦

તે દ્રવ્યથી ચાલે હજારો ધર્મનાં વિદ્યાલયો,
તે દ્રવ્યથી ચાલે હજારો ધર્મ ઔષધમંદિરો;
તે દ્રવ્યથી તે દેશની કારીગરી પોષાય છે,
એવી રીતે ત્યાં ધર્મના પૈસા તણો વ્યય થાય છે. ૫૧

આ દેશમાં ઢોંગી ધુતારા ધર્મનું બ્હાનું ધરી,
લાખો રૂપૈયા લૂંટતા ભોળા જનોને ભોળવી;
"देखों हमारा लालजीको लड्डु चैये खांडका,"
"दो चार चैये शाक करदे भोग तुं भगवानका," ५२

"सुवर्ण मोतीमालका शृंगार चैये लालको,"
"शैया बनादे और छत्रपलंग दे दे लालको;"
"श्री लालजीके द्वारको तुं चांदीसे मढवायदे,"
"महाभोगमें कुछ दामको तुं यहां जमा करवायदे." ५३

" पक्के कपूरी पान अच्छे देख लाना चाहिए,"
" म्हा मूल सच्चे मोतीका चूना लगाना चाहिए;"
" कथ्था सुपारी और केसर कस्तुरी भी डालना,"
" बीडा बनाना प्रेमसे मुखवास मेरे लालका." ५४
" गौ बेल गाडी लालकी घोडा गधैया लालका,"
" सब चेली चेला लालजीका मैं बधैया लालका;"
" तुं लालजीका भक्त लाड लडाव मेरे लालकुं;'
સૌ લાલજીનું નામ ને મહારાજજીના કામનું. ૫૫
લાખો કરોડો દામની એ રીત આહુતી થતી,
તેથી કરી આ દેશની થાતી જરૂર અધોગતી;
જે દેશમાં નાણું તણો ઉપયોગ ઉલટો થાય છે,
તે દેશ લક્ષ્મિવંત હોય છતાં ગરીબ ગણાય છે. ૫૬
આ દેશમાં લાખો જનો ધંધો તજી નિજ ઘેરથી,
ખાવા મફતના માલ સાધુ થાય છે પાખંડથી;
ભમતા ફરે તે દેશમાં જ્યાં જ્યાં સદાવૃત હોય ત્યાં,
મેવા મિઠાઇ ખાઈને બેફિકર થઈ વસતા ત્યહાં. ૫૭
નિર્ધન બિચારા દેશના કારીગરો મહેનત કરી,
સૂકો મળે ના રોટલો ભરતા પરાણે પેટ કૈં;
જે આળસુ એદી બની કરનાર નિર્ધન દેશને,
તેતો સદાવૃતમાં સુખે મનમાનતાં ભોજન જમે. ૫૮
નિર્ધન તણાં સંતાન પૈસા વિણ વિદ્યા ના ભણે,
ઉત્સાહી બુદ્ધિવંત હોયે ત્હોય તે પાછા પડે;

કારીગરી આ દેશની આશ્રય વિના લય થાય છે,
ને દેશ આખો અંધશ્રદ્ધામાં તણાતો જાય છે. ૫૯
લાખો જનો ભૂખે મરી પરધર્મમાં વટલાય છે,
ને કૈં હજારો મણ તણો દરરોજ ભોગ ધરાય છે;
તે વાતનો વિચાર કોઈ દીલમાં કરતા નથી,
હું શ્રેષ્ઠ મ્હારો ધર્મ રૂડો એમ લઢતા અન્યથી. ૬૦
પરધર્મીઓ આ દેશમાં નિજધર્મની વૃદ્ધિ થવા,
તે ચિત્ત સૌનાં ખેંચવા કરતા પ્રકાર નવા નવા;
તે આપણાથી અધિક અંશે ભાગ કાઢી ધર્મનો,
સ્થાપે અનાથાશ્રમ દવાખાનાં અને વિદ્યાલયો. ૬૧
દુઃખથી પીડાતા દર્દીઓ ત્યાં આશરો લેતા જઇ,
કારણ નથા સંસ્થા દવાની અત્ર હિંદુ ધર્મની;
મુકી ધરમને બાજુએ પરધર્મિનું પાણી પીએ,
લોકો બિચારા શું કરે દુખથી પીડાતા હોય તે. ૬૨
હે બંધુઓ એ રીત હિંદુ ધર્મની જડ જાય છે,
કારણ તમારા ધર્મનું ધન અન્યથા ખર્ચાય છે;
ત્યાગી તમારી અંધશ્રદ્ધા દેશનુ હિત દીલ ધરો,
બુદ્ધિ ખિલાવો ગોખીને ઉપદેશ આ અમૃત સમો. ૬૩

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

# પ્રસ્તાવિક કાવ્ય.

( લેખક-બાલાશંકર ઉલ્લાસરામ કંથારીઆ. )

રાગ સોરઠ તાલ ગઝલ.

( ગર્દ ચક ચપકૂ જો હવા પલટ ના તો દિલમેં અપને કરાર હે. )

બલિહારી તારા અંગની, ચંબેલીમાં દીઠી નહિ,
સખ્તાઈ તારા દિલની, મેં વજ્રમાં દીઠી નહિ.
મન માહરૂં એવું કુળું, પુષ્પ પ્રહાર સહે નહિ,
પણ હાય! તારે દિલ દયા, મેં તો જરા દીઠી નહિ.
એક દિન તે અલકાવલીમાં, દીઠી'તી મુખની છબી,
પણ ગુમ થઈ ગૈ તે ગુમાની, ત્યારથી દીઠી નહિ.
એ કંઇ જરા કર શોચ કે, મારી ઉપર શાને ગુમાન?
મેં દેહ અર્પ્યો તોય પણ, દિલદારને દીઠી નહિ.
ગુમાની નુખરાબાજ ગોરી, સુંદરીઓ મન હરે,
પણ કોઇએ એ યાર સમ, તુજ સુંદરી દીઠી નહિ.
એ વીર વીરહી ખોળવા, તુજને જગત કંઇ કંઇ ભમ્યો,

ગિરિવર ગુહા કે કુંજ કુંજે, તોય મેં દીઠી નહિ.
બાગમાં અનુરાગમાં, કે પુષ્પના મેદાનમાં,
ખોળી તને આતુર આંખે, તોય મેં દીઠી નહિ.
સરખાવી તારૂં તન મેં, ખોળી ચંબેલી વનમાં,
પણ હાય ખુબી આજની, કરમાઈ કાલ દીઠી નહિ.
તું તો સદા નૂતન અને, આખું જગત નિત્યે જુનું,
મિથ્યા પ્રપંચે ક્યાં થકી તું ! તેથી મેં દીઠી નહિ.
તું તો ખરી જ્યાં પ્રેમ પૂરણ, પ્રેમીનાં કાળજ બળે,
એવી દયા તો એ ! ગુમાની, મેં કહીં દીઠી નહિ.
મુખચંદ્રમાં મેં દીઠી છે, આખી છબી આ જગ્તની,
પણ આંખડી મૂજમાં વસી તું, તેથી મેં દીઠી નહિ.
એ કાળજાની કોર કાં, કાપે હવે તો થઈ ચુકી,
મેં તો પ્રથમ કાપ્યું સુપ્રેમે, તોય મેં દીઠી નહિ.
કોઇ દેવ આવી કાનમાં, દે છે શીખામણ પાંસરી,
આ જગ્તની જંજાળમાં, ચતુરાઇ તો દીઠી નહિ.
જ્યાં પ્રેમ મારો ઝળહળે, ત્યાં તે દીધો બદલો ખરો,
તો આ જગત છોડ્યા વિના, યુક્તિ બીજી દીઠી નહિ.
એક દિન મળશે તે અધર, સુધા સબુરી બાલ ધર,
હાં એ બધુંએ છે ખરૂં, પણ હાલ તો દીઠી નહિ.



# દર્શનેચ્છા.



રાગ સદર ગઝલ.

દિલદારનાં દર્શન વિના, બીજું મને ગમતું નથી,
પુતળી પેઠે નજદીકમાં, બેઠા વિના ગમતું નથી.
મુખચંદ્ર ઓપે ઝળહળી, ઝરતું સુધા જ્યાંથી વહી,
તે મુજ ચકોર ગરીબને, પીધા વિના ગમતું નથી.
કુદરતતણી બલિહારીના, હું રમું રંગીલો રંગમાં,
પણ હાય! ભરછક રંગ તને, છાંટ્યા વિના ગમતું નથી.
છો માહરા નોંધે ગુન્હાઓ, નિંદકોનો દફ્તરી,
પણ મસ્ત તુજ દરબારમાં, આવ્યા વિના ગમતું નથી.
એક જો તું દે ચુંબન મને, તો કરૂં કવિતા ફાંકડી,
પ્યારી ત્હારા ગુણનાં, ગાયન વિના ગમતું નથી.
મોંઘેરા તુજ ચુંબન થકી, મોંઘી કવિતા માહરી,
પણ લેખણીને તુજ છબી, લેખ્યા વિના ગમતું નથી.
શો મોહ દુનિયાનો કરૂં, દુનિયા દીઠી દો રંગમાં,
પણ માહરે તો તાહરા, એક રંગ વિના ગમતું નથી.
ખટકી ખટક કર્પૂર કરે, ઝટકી ઝટક અંચળતણી,
છટકી છટક કળ કાળજાની, કળ વિના ગમતું નથી.
તુજ ગોર શીતળ સ્વચ્છ શર્વરિ, શરદ શર્વરિ નાથના,
પિયૂ વશીગલ બાંહ તે, બાંધ્યા વિના ગમતું નથી.
એ તાહરી આશા દિજંતી, રેખ સમ પીડા કરે,

રે ક્ષણુ પ્રતિક્ષણુ મધુર મુખ, નિરખ્યા વિના ગમતું નથી.
અંતર દાવાનળ જ્વાળથી, કરૂં ભસ્મીભૂત આખું જગત,
પણુ બાગ તે તુજ ખેલનો, રાખ્યા વિના ગમતું નથી.
કંઈ સ્વાર્થ કે કારણુ તહારા, પ્રેમમાં મારે નથી,
પ્રેમનું કારણુ પ્રેમ તે, વિના બીજું ગમતું નથી.
શો સ્વાર્થ બુલબુલને ગુલાબી, રંગમાં આવી વશ્યો,
એને ઘડીભર રંગ તે, જોયા વિના ગમતું નથી.
ઝાઝું ન માગું હું ચહુ, ઘડી એક મળવા કોટમાં,
પણુ લેખતી ન હિસાબ તું, રોયા વિના ગમતું નથી.
પ્રતિ રાત્રીભર તુજ ભ્રાંતિમાં, પોકાર બાલ ઉંડા કરે.
ગમતું નથી ગમતું નથી, આખું જગત ગમતુ નથી.



## કટાક્ષ.

રાગ દેશ તાલ ગઝલ.

મધુર મધુરી આંખડીની, કટાક્ષ તે કેમ વીસરે,
તે પર દગલબાજી ભરી, ભર વ્યંજના કયમ વીસરે.
રમવા કરી'તી આજ તુજ, મૃદુ ગૌર બાહુબંધમાં,
દરીઆઇ મોજે રડવડયો હું, દુ:ખ તે ક્યમ વીસરે.
અંતર પડેલા દરદ પર, દુશ્મન લગાડે લૂણુને,
તવ પ્રેમનાં બાધક કરે, દુ:ખ હાય ! તે ક્યમ વીસરે.
સર્વાંગ કોમળ કુસુમ લજવે, એહવાં તારાં દીસે,
પણુ અંતરે પથ્થર સમી, પ્રિય પીડ તે ક્યમ વીસરે.

મુજ દુઃખનો વિશ્રામ વ્હાલી, મેં ધર્યો મુખ પંકજે,
મૂક થઈ ગયો ભોગી ભ્રમર હું, બંધ તે કયમ વીસરે.
તૂજ કાન બંધન બેડીના, કરૂં બંધ એક્કે જુદા,
પણ એક તૂટતાં સાત સંધાયે, કહો કયમ વીસરે.
શાને ધરૂં ના માન જ્યારે, માનિ તું થઇ નીવડે,
પણ નજર ગુસ્સાબાજના, રસ ભાવ તે કયમ વીસરે.
લઈ સ્કંધ પર વીણા મધુરી, ગાઉં તારા બિરદ હું,
પણ જીવ ચહે અમૃત અધરના, ઘુંટડા કયમ વીસરે.
સુંદર મનોહર પ્રેમના, નિર્મળ ઝરામાં ન્હાઇને,
ન્હાયો જગતને તૂજ માટે, ટેક તે કયમ વીસરે.
બતલાવું પ્રાણ ઉપાય, ઘાયલ પ્રેમ કેરા વૈદનો,
કરી પાશ કંઠ દશ્યા વિના, ચિત્ત ઝેર તે કયમ વીસરે.
છુટી છુટી પડી કર્પૂર ગૌર, કપોલ પર અલકાવલી,
રૂપ નાગણી અંતર ડસી, દુઃખ દંશ તે કયમ વીસરે.
કામી વિચાર કરે કરોડો,–ચિત તથાપિ શું કરે,
પણ પ્રેમની પગ પળ કદાપી, દુઃખથી કયમ વીસરે.
આવી લહેર સુગંધ લહેરાતી,–સુગંધી અલકથી,
પેગામ આપે પણ નહિ તું, ચિત્ત તે કયમ વીસરે.
અંતર રૂધીર રૂશનાઇએ, લખું લેખ નભ પાટી ઉપર,
પ્રેમી તણા બહુ રંગ તે, શૂન્યાત્મમાં કયમ વીસરે.
શાણા સ્નેહીનો સ્નેહી, મસ્તમાં મસ્તાન બાલ,
વીસરે કયમ વીસરે, તવ મધુર મુખ કયમ વીસરે.

# મુર્ખની મુર્ખાઇ.

રાગ ઉપર પ્રમાણે.

ફટ મુર્ખની મુર્ખાઇને, હું વખાણુ ઝાઝું શું કરૂં,
દિલ દગ્ધને દભી કહે, તે દુઃખને હું શું કરૂં.
અમે પ્રેમપંથી જોગીડા, અનુરાગ બાગમહીં વસ્યા,
શ્રુતિ શીર મૂકયા પાય, પછી વિવેકને હું શું કરૂં.
દુઃખ સર્વ દારૂણુ ટાળીએ, પ્રાણુદીપ જાતા બચાવીએ,
પણુ મુર્ખની મુર્ખાઇનો, ન ઉપાય તે હું શું કરૂં.
કહાં પ્રેમ દુર્લભ તાહરો, કયાં આ બધું ગાંડું જગત,
મદમસ્તને દે શિખામણો, એવા મુર્ખને હું શું કરૂં.
તવ પ્રેમ તલ્લીન સર્વ વસ્તુ, વિષે વિલોકું હું તૂજને,
ભરછક છકેલો દોડું હસતા, દુષ્ટને હું શું કરૂં.
મૂજ મસ્તને બનશે કયમે, દોઢડાહી દુનિયાની સહે,
'અપની વિચારે ન ઓરકી, લે સીર' તેને હું શું કરૂં.
શું શું મને સમજાવશે, કાજી કુરાની વેદીયા,
બાળી મુકયાં ઇંજલ કુરાનો, વેદ પછી હું શું કરૂં.
કહ્યું વાર વાર હજાર કે, નથી નીતિ પ્રેમી કોષમાં,
સમજે નહિ સમજાવીયો, એ મૂર્ખને હું શું કરૂં.
મસ્તાન આખું જગ્ત મદિરા, પાનવત્ત ઝાઝું ઘુમે,
ડાળે ડહાપણુ મસ્ત આગે, તેમને હું શું કરૂં.
પૂરી પાત્ર અંતર ઉજવલે, રંગી મદિરા પ્રેમનો,

મસ્તાન પાને સર્વદા, સડીયલ મદિરા શું કરૂં.
વ્યવહાર વિદ્યા શાસ્ત્ર ને, પુરાણ દર્શન હું ભણ્યો,
ઇંજીલ કુરાન ભણ્યો તથાપિ, તેમને હું શું કરૂં.
ભર સાગરે તોફાન વાયુ, ગર્જના ઘમઘોરમાં,
ઉપકંઠ બેસી હસે ટીટોડી, તેહને હું શું કરૂં.
જાયે મૂરખ નાહિ સ્થિયો, મૂજ પંથમાં દ્રષ્ટિ કરે,
નહિ યાંહિકો નહિ વાંહિકો, થાયે પછી હું શું કરૂં.
મૂજ પંથ દુઃખભર્યો મળે, પણ સુખ તારા અધરનું,
લાલચભર્યો મારગ અવળ, લીધા પછી હું શું કરૂં.
જહાં મૂર્ખ ટોળું તાળીઓ, કૂટે તહાં મસ્તાન બાલ,
શું કરૂં હું શું કરૂં, કરૂં મૂર્ખ મૂખ દર્શન પરૂં.

---

# નાદાન બુલબુલ.

## ભૈરવી ગઝલ તાલ.

( મહોબત ગેરસે તેરી છુડાદે યા રસુલ્લીલા. )

ઉડો નાદાન મન બુલબુલ, રહો ગુલઝારમાં ના ના,
વફાઇ એક પણ ગુલની, દીઠી ભર પ્યારમાં ના ના.
સુણાવો ગાનની તાનો, જઇને દ્વાર દર્દીને,
અરે બે દર્દીના દર્દ, રહો દરકારમાં ના ના.
રહો જ્યાં ચંગ ને ઉપંગ, વીણા નાદ વાજે છે,
ઘડી આ બેવફાઇના, રહો દરબારમાં ના ના.
કદાપી રાતભર રોતું, સહી શરદી ગરીબીથી,

પરંતુ બોલ એ પ્યારે, જુલમગારે દીધો ના ના.
સુકાશે તાહરૂં ગુલઝાર, પણે જો ગ્રીષ્મ આવે છે,
પ્રજળશે વિશ્વ વન્હિથી, રહે તુજ પાંખડી ના ના.
સકોમળ પાંદડી ઉપર, ઉનાં અગ્નિ થકી તારાં,
અરે અફ્સોસ આંસુ એ, અસર કાંઈ કરી ના ના.
અબોલા પ્રિતમે તારી, દશા કેવી કરી ભારી,
કરૂણાથી રડી ગાતાં, નજર કાંઇ કરી ના ના.
પુજારી થઈ ચડયો દ્વારે, અરે તે દ્વારમાં તારી,
કતલ કરતાં ખરે પ્યારે, અસર કાંઇ કરી ના ના.
નથી અડકાતું ચુંટાતું, ફ્રૂરે ફેરા તું પછવાડે.
ગરીબીની ગુમાની એ, ગરજ કાંઇ ધરી ના ના.
અરે એ પ્રિતમાં આખર, ન પ્રિતમ પ્રેમી પરખાશે,
જશે ગુલબંધ વન થાશે, ગુજર અંદર થશે ના ના.
રૂવે તું રાતમાં જ્યારે, હસે ત્યારે ગુમાની ગુલ,
અરે એને હિંચે દૈવે, દયા પેદા કરી ના ના.
સુગંધી વાસમાં ઉદાર, મફ્ત છે જન્મથી તેમાં,
ન બાકી બોલની રાખી, કૃપણતામાં જરા ના ના.
વિધિના ઉલટા અંકો, સુવરણે કયાં થકી સુરભી,
તને કોમળ અહો મન કેરિ, કોમળતા કરી ના ના.
વળી જો એ સવારે સર્વ, અંગોઅંગ ખીલવીને,
જઇ કરશે બીજે હાથે, વફાઈ કંઇ ધરી ના ના.
બળાપા બાલનાથી, રાતભર રાકાપતિ દાઝયો,
સમુદ્રે જઈ પડયો શીતળ, થવા શાંતી રહી ના ના.



# મસ્ત ઇશ્ક.

## ગઝલ.

અયી કાતીલ ! સીને તું સુતું રહેજે, પડયું રહે તું;
નથી તકસીર તારી એ, ગુનેહગારી હમારી છે !
બિસમિલ્લાહ ખતમ થઇ જા, જીકર કર ના જીગર ગમ ખા !
હૃદય નાદાન પ્રેમીલા, દીગંબર રાખ ચોળી થા.
કિતાબો ઇશ્કની ખોળી, ઉથામ્યાં પ્રેમનાં પોથાં,
વિષમ છે ડંખ પ્રીતિના, વિકટ છે સ્નેહ રસ્તા ત્યાં;
આશક આ પડયો બેહોશ, મરી જાશે એ હિજરાઇ!
આ ફરહાદની કબરે નથી શીરીન સૂવાની.
બસ કમબખ્ત દિલ ભોળા ! ઉધામા છોડ ઉલ્ફતના,
ન કર તું મુફ્ત અફસોસી, મળશે દાદ ના અહીંઆ !
આ દરબાર દરવજ્જે ડંકા પ્રેમના બાજે,
પરંતુ બેવફાઈનાં ઉપર નીશાન ફરકે છે !
કરી ખામોશ પછડા માં, આ તો ખત્રાબનાં નખરાં !
આ ગુલઝાર જાદૂનો, ફરેબી ને દગાવાળો.
મળે જો ના તને હીરો લગાવી કોયલો કાળો,
બન્યું રહે મસ્ત મસ્તાનું, ન કાંઇ ભેદ મેં ભાળ્યો.
નિગાહ્ કર ચશ્મ ખોલી તું, માશુક આ ખડું આંહીં,
બન્યું રહે મસ્ત મસ્તાનું અખંડાનંદમાં રાચી.
માયિક પ્રેમ તરછોડી અનલહકનો તું કર દાવો,
બન્યું રહે મસ્ત મસ્તાનું, મસ્તીનો તું લે લ્હાવો.



# દરદ દીલ.

ગઝલ-રાગ ભૈરવી-તાલ ગઝલ.

દરદ દીલ કયાં બતાવું જઇ, બધેથી યારી મારી ગઈ,
કવિતા કયાં સુણાવું જઈ, હવે તો વારી મારી ગઈ.
જવું તે ઘેર શાને કાજ, પરીક્ષા પ્રેમની ના જ્યાં,
નજર શાને જરા કરવી, જહાં મહેમાનદારી ગઈ.
ધરે શી દિલ કંઇ આશા, નિરાશા અંત આવી જ્યાં,
પવન પાણી મહીં પ્યારી, વફાદારી હમારી ગઈ.
જઈ મસ્તાનને પુછું, ગુરૂગમ ભેદ બતલાવે,
કહે રે પ્રાણુથી પ્યારા, બલા શી રીત તારી ગઇ.
રહું દીન રાત મસ્તાનો, મદિરા પ્રેમનો પીને,
હવા લાગે ન દુનીયાંની સરવ યારી વિસારી ગઈ.
બલાઓ મેં લીધી તારી, દુઃખી નિત હું સુખી તું યાર,
બધીએ પ્યારી લે પાછી, તુફાની રાત કારી ગઈ.
અહો નામવર પંથી, દયાળુ દોસ્ત દેશોથી,
મને આવી કહે કાંઇ, ખબર કો બાગ પ્યારી ગઈ.
ધરી રત્નાકરી સાડી, સજેલી સુંદરી શામા,
ધરા ધુરંધરા અર્પુ, હવે ના ધીર ધારી ગઈ.
સહજે સહજે રીસાવું શું, સહજે સહજે અહો પ્યારી,
ધરે છે માન શા કાજે, હવે વય તે વિકારી ગઇ.
લઈ મંદારની માળા, ગ્રીવા ગોરી ઉપર અર્પુ,

અહો ત્યાં એ વીસીની રોમ, પર શું મેખ મારી ગઈ.
અહીં લઈ વાટડી તારી, રહી મુજ સંગ સેવાર્થે,
સખી શરણી હુવે થાકી, વસંતે જો વિચારી ગઇ.
રહ્યો હું વિરહ દાવાગ્નિ, તને સંભારી રોયો હું,
જગતને પોક મૂકીને, મને કોયલ વિસારી ગઈ.
ન થાએ નેહ તે સારો, વિરહ બૂરો પછી થાએ,
કંઇ શાણા હજારોની, મતિ એ માંહિ મારી ગઇ.
કવિતાની જરગ પર તર્ક, પાસેથી શુકન જોઉં,
કંઈ મસ્તાન પોથી ફાલ, કાજે નિત વિચારી ગઈ.
વિરહમાં પ્યારોનાં ગાનો, સુણી થઇ મસ્ત કહેતો બાલ,
બલા સર્વે હમારી ગઈ, બલા સર્વે હમારી ગઈ.



# ફીકર માની પછી શાની.

ગઝલ.

નહીં સ્વાર્થ નહીં જોડું, નથી જોતું અમારે કંઇ,
મૂર્ખ માનો ભલે માનો, અમારે મન નહીં કાંઇ.
કરમ કરશો થશે તેવું, જહીં મળશે તહીં જાવું,
અમારે એ નથી સ્વાર્થ, પરમ પ્રેમે અમે સાથી.
થવાનું જે થશે તે તો, અરે! કીધું એ કોનું રહે,
પરમને પ્રેમ સોંપો તો, ફીકર શાની પછી માની.
નથી જોતી નહીં માયા, નહીં કાયા અમારી ક્યાં,

ફીકર કાયાતણી શાની ? થવાનું જે થશે તે તો.
નહીં માયા અમારે શું ! તમારૂં એ નથી તો શું ?
તહીં જાતાં કંઈ છે શું ? ફીકર શાની પછી માની.
રમો શું સ્વાર્થમાં અંધા, છતી આંખે થઇ અંધા,
સોકોમાં નશીબ જાણી, ફીકર શાની પછી માની.
અરે ! મન મેલ તું માયા, ઉપાધિ આંધળી કાયા,
અરે ! જો એ મુકે તો તો, ફીકર શાની પછી માની.
નહીં રડ તું મુઆ તેને, પરમ ધામે ગયા જે જે,
નહીં રડનાર તુ રહેનાર, ફીકર શાની પછી માની.
જવા દેને જનારાને, ઉઘાડી જ્ઞાનચક્ષુને,
સૌ ભેગાં થશું એકે, ફીકર શાની પછી માની.



# એ નિશ્ચય સ્વર્ગે જશે.



સોરઠા.

કરી કમાણી આપ પરમારથમાં કંઇ દીયે;
બળે જન્મનાં પાપ એ નિશ્ચય સ્વર્ગે જશે. ૧
નરપતિ દઇને ન્યાય પુત્ર સમ પાળે પ્રજા;
યશ જેના સૌ ગાય એ નિશ્ચય સ્વર્ગે જશે. ૨
સ્વદેશ સેવા માંહી તન ધન અર્પણ જે કરે;
નામ અમર થઇ જાય એ નિશ્ચય સ્વર્ગે જશે. ૩
માત પિતાની સેવ પ્રેમ ધરીને જે કરે;
હરખે સરવે દેવ એ નિશ્ચય સ્વર્ગે જશે. ૪
દઇને આત્માભોગ રૂડું ઇચ્છે અવરનું;
ધરે નહિ દીલ શોક એ નિશ્ચય સ્વર્ગે જશે. ૫
સંપ ઉપર છે સ્નેહ કુસંપથી અળગો રહે;
દે ના કોને છેહ એ નિશ્ચય સ્વર્ગે જશે. ૬
કરે ન કોને નકાર સર્વ મહીંથી સાર લઈ;
સર્વ હિત ધરનાર એ નિશ્ચય સ્વર્ગે જશે. ૭
પ્રભુ શું જોડી પ્રીત રામ હૃદયમાં જે રટે;
રાખે રૂડી રીત એ નિશ્ચય સ્વર્ગે જશે. ૮

નાનાલાલ ડી. પટેલ.

# પસ્તાવો.

કરેલાં કર્મ સંસારે અરે એ યાદ આવે છે,
સૂતો આંખો મીંચી તોપણ ભયંકર ભાસ લાવે છે;
કીધાં કુકર્મ મેં કુડાં અરે અવનિ પરે આવી,
વિસારી પુન્યની કુંચી ધરી છે પાપની ચાવી;
કીધાં કાળાં અને ધોળાં વળી કૃત્યો ઘણાં કુડાં,
ગરીબોને રડાવીને કીધા વ્હેપાર પણ ભુંડા;
કંઇ મેં ભોળી બાળાઓ લઇને દામથી વેચી,
લતાઓ પાપની સીંચી હવે પસ્તાઉં છું પ્યારા.
લીધા પૈસા વગર હકથી કચેરીમાં લડી લાખો,
ગુમાવ્યો જન્મને આખો હરિરસ ના જરી ચાખ્યો;
જૂઠી મે સાક્ષીઓ પૂરી મૂકી કંઇના ગળે છૂરી,
અરે એ સર્વના લીધે દશા આવી અતિ બૂરી.
ગુમાવ્યું બાળપણ રમતે જુવાનીમાં ચઢી છંદે,
નકામું વૃદ્ધપણ ગાળ્યું ફસીને પાપના ફંદે;
સદા સ્ત્રી સાથમાં રમતો, વિષયની વાટમાં ભમતો,
જુવાનીના મદે દમતો, પ્રભુને ના કદી નમતો.
કર્યું મારૂં અને તારૂં, ઉઘાડ્યું પાપનું બારૂં,
ગણ્યું ના કો દિને જીભે, પ્રભુના નામને પ્યારૂં;
ગણ્યું જે સર્વ મેં મારૂં રહ્યું તેતો જુઓ ન્યારૂં,
કરેલું સાથ આવે છે, ભલે ભુંડું અગર સારૂં.

# હૃદય હરનાર કોયલડી.

હૃદય હરનાર કોયલડી સુકોમળ કંઠ સુણાવી,
ગજાવી રાનને આખું સદા આનંદમય કરતી. ૧
ભૂલેલા કો પ્રવાસીને દિલાસો આપતી દેવી,
મધુરૂં ગાન ગાઇને અરપતી શાન્તિ એ કેવી. ૨
અહા જંગલ મહીં મંગલ મધુરા કંઠથી કરતી;
દુઃખીના દિલમાં પણ તું અરે આનંદને ભરતી. ૩
અરે કાળી છતાં દેહે સુકોમળ નાદ તારો છે,
સરવ દુઃખો હઠાવાને સરસ એ દીલ પ્યારો છે. ૪
અહા દુઃખી તને જોઈ દુઃખી મુજ મનડું થાતું,
પ્રફુલ્લિત તુજને જોઈ હૃદય હરખેથી ઉભરાતું. ૫
નિહાળે તૂજને તેને પ્રભુનું ભાન તું આપે,
કળા જોવાને કુદરતની સરસ વિચાર ઉર સ્થાપે. ૬

---

# પ્રભુના નામનો પ્યાલો.

નિહાળી સૃષ્ટિને આખી, અમે એ સાર છે લીધો,
પ્રભુના નામનો પ્યાલો, કરી અમૃત અમે પીધો. ૧
પિતા માતા અને પુત્રો, સકળ છે સ્વાર્થનાં સૂત્રો;
વળી ભગની અને ભાઈ, નહી સ્વાસ્થ વિના કાંઈ. ૨
સગા મામા અને મામી, વળી કાકા અને કાકી;
અહા દીલજાન દોસ્તો પણ નથી કોઈ સ્વાર્થ વિણબાકી. ૩

પ્રિયા પણ પાસ બેસીને, રૂદન એ સ્વાર્થનાં રોતી;
પળે પળ થઇને પાખંડી, સદા ધન માલને જોતી. ૪
હશે કંઈ લક્ષ્મી પાસે તો, કહેશે ભાઇ સારો છે;
નહિ તો એ સદા રોશે, મુઓ કે'શે નઠારો છે. ૫
અહા સંતો અને સાધુ, કહે કે ભક્ત સારો છે;
ખીલાવે બરફીને પેંડા, અમોને રોજ પ્યારો છે. ૬
અરે એવી રીતે સઘળાં, ભરેલાં સ્વાર્થનાં ભૂતો;
સધાયે સ્વાર્થ તો સારો, નહિ તો મારશે જૂતો. ૭

## અમારૂં તે અમારૂં છે.

ગણ્યું જેને અમે મારૂં, ન થાશે તે કદી ન્યારૂં;
ભલે ભુંડું અગર સારૂં, અમારૂં તે અમારૂં છે.
તમે લાખો દીયો ગાળો, સદા શક દૃષ્ટિથી ન્યાળો;
છતાં જુદો નહિ ભાળો, અમારૂં તે અમારૂં છે.
ભલેને અગ્નિએ ફૂંકે, વળી સાગર મહીં મૂકે;
નહિ આ શીર મમ ઝૂકે, અમારૂં તે અમારૂં છે.
હજારો બેડીઓ રાખો, ભલે બંધન મહીં નાખો;
રહેશે સ્નેહ એ સાચો, અમારૂં તે અમારૂં છે.
ભલેને દેહ છે જુદો, જીગર જુદું નહિ રહેશે;
નથી પરવા જનો કે'શે, અમારૂં તે અમારૂં છે.
અમારો પ્રેમ છે સાચો, તમારો યત્ન છે કાચો;
દઇને દુઃખ શું રાચો, અમારૂં તે અમારૂં છે.

# છતાં ના સુખ મેં જોયું.



નથી કંઈ સુખની છાયા, સદાયે દુઃખ ભાસે છે;
જગતની આ સહુ માયા, મહીં હંમેશ વાસે છે.
કથે છે દુઃખ સંન્યાસી, જગતના તાપથી ત્રાસી;
ધરી ભગવાં છૂટયો નાસી, છતાં ના સુખ મેં જોયું.
ચળકતો તાજ તેજસ્વી, કનકમય કાંગરીવાળો;
મણીરત્નો જડેલાં છે, અહા ભાસ્કર સમોભાળો.
ખૂંચે કંટક જુઓ શિરમાં, વસે છે વાસ ચિંતાઓ;
સદાયે લોહી સૂકાયે, છતાંના અંત પણ આવે.
બદન જવાળા થકી સળગે, ભભુકા આગના જાગે;
સૂતેલા શત્રુઓ જાગે, નવી કંઈ ધૂન ઉરલાગે.
સદા મન્મથ રહે દમતો, રહેછે ક્રોધપણ ભમતો;
મગજમાં લોભ પણ રમતો, નથી જ્યાં પારતૃષ્ણાનો.
"બનું હું વિશ્વ મહારાજા, વગાડું ભૂપરે વાજાં"
"શકે શું તોડી કો માઝા ? અહાહા જગતનો રાજા"
જગત છો દેખતું સુખી, ખરેખરએ અતિ દુઃખી;
કંઈક આનંદ વાસે છે, મળે જો ભાખરી લૂખી.
ભરેલો દુઃખનો દરિયો, ઉછાળે કષ્ટની છોળો;
જરાં આંખો દીઠા ઓળો, નકી સંતોષમાં સુખનો.



# આશાભર્યું નવું પ્રભાત.

## ગઝલ-કવ્વાલી.

પથારી પાપની ત્યાગી, પ્રભુજી ! આજ જાગું છું;
ભ્રમણા મોહની ભાંગી, ચરણમાં સ્થાન માગું છું.
પ્રવૃત્તિ માતનો પ્રેર્યો, જગતના ઘેનમાં ઘેર્યો;
સુતો હું તો ઘણા દિવસો, હવે એ ઉંઘ ત્યાગું છું.
વિષયનાં ગીતડાં ગાતો, બન્યો હું મસ્ત મદમાતો;
પડી છે દૈવની લાતો, હવે તો હારી ભાગું છું.
વિસારી કર્મના ધારા, વહાવી કર્મની ધારા;
ક્ષમા એ પાપની પ્યારા, પડીને પાય માગું છું.
હણ્યો બૂરા વિચારોએ, ગ્રહાયો ષડ્‌વિકારોએ;
જગતના વજતારોએ-જડાયો આજ જાગું છું.
બન્યો પાપી નઠારો હું, થયો તમને અકારો હું;
ભરીને આંખમાં આંસુ, પિતાજી ! પાય લાગું છું.
ભરો કંઈ ગૂઢ મંત્રોને, રચી કર્ત્તવ્ય તંત્રોને;
હૃદયનાં પ્રેમ યંત્રોને, સજાવો એજ માગું છું.
ભલો-બૂરો ગમે તેવો, શિશુને આશરો દેવો;
બની પૂરો તમારો હું, હવે ધર્માનુરાગું છું.

વસનજી દયાળજી ગણાત્રા.

# પ્રેમી કે પાગલ ?

ગઝલ કવ્વાલી.

જીગરથી ચાહનારાને, જીગર સાથે જડી દેશું;
કદર જે પ્રેમનો કરશે, પગે તેને પડી રહેશું.
નથી શીખ્યા હમે તો પાઠ, દુનિયામાં જુદાઈના;
ગણે જે એક તેનાથી, સદાયે એક થઇ રહેશું.
ન દીઠું સ્વર્ગ કંઇ બીજું, જીગરની ગોદમાં જીન્નત;
અને આ જીંદગાનીની, ખરી લહેજત ભરી લેશું.
ગણે ના જે જુદાઈ, તેમની મીઠી ગુલામીમાં;
હમે તો મોક્ષ માનીને, હમેશાં મસ્ત થઇ રહેશું.
ભરી બાઝારમાં આવ્યા, ખરીદી દિલ તણી કરવા;
સમર્પી દિલ અને દુનિયા, ખરિદી દિલ અમે લેશું.
કટુ કહેશો, દગો દેશો, કદિ ઝુટી બધું લેશો;
હમે ત્હોયે ત્હમારૂં તો ! હસીને દિલ હરી લેશું.
જીગરથી તંગ બાંધ્યો બંધ, નહિ તોડયો નહિ ટૂટે;
અજલ જો આવશે ત્હોયે, હસીને દિલ કશી લેશું !
દગલબાજી કરી કિસ્મત, કદિ દેશે જલાવી તો;
જિગરની ખાખ ભુસીને, સદા આનંદમાં રહેશું !
અલખની ઇશ્ક ધૂનિમાં, ખુદાઈ નુર પૂરીને;
ટળી માલીક કે બંદા, અમે તો એક થઈ રહેશું !

# હમારી હારની કબૂલાત.



ગઝલ—કવ્વાલી.

હમે હાર્યા જમાનાથી, હવે ફાંટો નથી બાકી;
ઘડો ફુટયો ઘણા ઘાથી, હવે ઠાંટો નથી બાકી.
ઉછાળી અસ્ખલિત છોળો, હજારોની કરી તૃપ્તિ;
ગયું પાણી ફુવારાથી, હવે છાંટો નથી બાકી.
બનીને મર્દ પાડી બુમ, ફોડયા કાન દુનિયાના;
થયા એ જીભના ટુકડા, હવે ઘાંટો નથી બાકી.
નસોમાં ઝેર રેડીને, વહાવ્યું ખૂન દુશ્મનનું;
નસોને હાડ તુટયાં છે, હવે કાંટો નથી બાકી.
ગગનભેદી દિવાલોની, કરોડો બાંધતા બેઠા;
તણાયા સર્વ જ્યાં ન્હાણા, હવો વાટો નથી બાકી.
ચ્હડયા આકાશની ટોચે, ઉડયા'તા વાયુની લહેરે;
પડયા પાતાળની હેઠે! પગે રાંટો નથી બાકી.
જગત્ જોશે હજારો આંખથી ને આંસુડાં લ્હોશે;
થશે ખાલી નયનના પૂર, ત્યાં પાટો નથી બાકી.
જશું-જોશું બધા જોશે, જશે તે જાતના દોષે;
નથી તે શું હવે ખોશે? ફરી આંટો નથી બાકી.



# દુનીયાની ઉલટી બાજી.

ગઝલ—કવ્વાલી.

ભલાની એ ભલાઇમાં, ભરી પૂરી બૂરાઈ છે !
  બૂરાઈની વડાઈમાં, હમે દીઠી ભલાઇ છે !
કરી દીવાસળી કેવી ? બનાવી દાબડી રૂડી !
  ભરી છે આગ ભીતરને, ઉપર કેવી સફાઈ છે !
બતાવી ભાવ ઉપરના, બનાવે ખાખ આખર શું ?
  ઠગારી મોહિની જગની, ખરી દીવાસલાઈ છે !
દુકાળે પાણીને ચારા, વિના ભૂખે મરે પશુઓ;
  કસાઈની છૂરી કાતિલ, છતાંયે શાન્તિદાઇ છે !
ભલું મરવું ઘડી પળનું, રિબાવું મોતથી બૂરૂં !
  અધુરૂં છો ગણો પૂરૂં, જગતને કયાં નવાઇ છે !
કહે વ્હાલા અને પ્યારા ! કહે આધાર છો મ્હારા !
  ઉપરની એ સફાઇમાં, સરાસર બેવફાઇ છે !
બધા સંબંધ છે વિત્તથી, ગ્રહ્યા આદેશ પંડિતથી;
  ચહે છે મારવા ચિત્તથી, કહે મ્હોડે કે–"ભાઇ છે" !
ગણે 'મારૂં' અને 'તારૂં', સરે જો સ્વાર્થ તો સારૂં;
  ન સરતાં મ્હોં કરે ખારૂં ! અહીં એવી સગાઇ છે !
અગ્નિ, સિંધુ, સોમલ, સાપ, ઉપર સાફ સુંદર છાપ !
  કરે વિશ્વાસ ખાયે થાપ, તેમાં શી નવાઈ છે !

બુઝાતો દિવડો આખર, ભડકતો તેજમાં વધતો;
વધે તે ઝાડની ડાળી, વધી આખર સુકાઇ છે!
તરંગો જોસમાં કૂદે, કિનારો આવતાં પાસે;
વધુ બે ચાર મોજાં કાપતાં, કાંઠે ચ્હડાઇ છે!
બહુ બૂરી દશામાંથી, ફુટે ઉત્કર્ષનાં કિરણો;
થતાં પૂરી વિકટ રાત્રિ, અરૂણની ત્યાં વધાઇ છે!
પહાડો સંગ પથ્થરના, વહેતાં ચીરીને ઝરણાં;
સખત આફત સહી લેતાં, ઉદયની આશનાઇ છે!
હજારો દાખલા જોયા, પ્રમાણો શાસ્ત્રનાં જોયાં;
છતાં સંશય નહિ ખોયા, ખરેખર એ નવાઈ છે!
ધરીને ધૈર્ય વધવાની, કરે પૂરી હરિ-ઇચ્છા;
ત્યજાતાં અંતરે શ્રદ્ધા, બધી આશા હવાઈ છે.
રહે શ્રદ્ધા તપે આશા, મિમાંસા થાય મર્મોની;
જગત્‌માં જીંદગી ભરની, હમારી એ કમાઇ છે.

# ખોટા પ્રેમને જવાબ.

ગઝલ—કવ્વાલી.

બગાડી હાથથી બાજી, કરાવો યાદ શા માટે?
તમે છો જાનથી રાજી, પછી ફરિયાદ શા માટે?
કહ્યો છે પ્રેમને ચિંતામણી કે કાચ તરૂ જેવો;
પછાડી પ્રેમ પથ્થરમાં, કરો વિવાદ શા માટે?

વખાણે સ્વર્ગમાં દેવો, અને પૂજે જનો મહિમા;
અમૂલો પ્રેમનો મહિમા, કરો બરબાદ શા માટે ?
પ્રણય ચિંતામણી અડતાં, બને છે લોહનું સોનું;
કહોછો પ્રેમ છે પૂરો, છતાં આ વાદ શા માટે ?
સમાયું સ્નેહમાં સઘળું, કહે સૌ શાસ્ત્રો પોકારી;
છતાં ઓછું ગણી પરને, કરો છો સાદ શા માટે ?
હૃદયના પ્રેમની આંખો, ન દેખે દોષ પ્રેમીનો;
અચળ સિદ્ધાંત આલમનો, તમે છો બાદ શા માટે ?
નથી કંઇ નેમ રહેતો પ્રેમમાં, એવું કહે દાના;
ધરીને વ્હેમ દિલબરમાં, કરો વિખવાદ શા માટે ?
ભુલાવી ભેદને પ્રીતિ, અમારા કે'વરાવો છો !
કરો મારૂં અને તારૂં, મુકી મર્યાદ શા માટે ?
સદાયે પ્રેમભિનું દિલ, ચહે કલ્યાણ પ્રેમીનું;
જગતની લાલચો માટે, કર્યા બરબાદ શા માટે ?
કદી પ્રેમી તમે મ્હોડે, ઉખેડો છેક દુનિયાથી !
બનીને સ્વાર્થમાં અંધા, ન લેતા દાદ શા માટે ?
રહે છે એક રંગે અંતરો સંધાય જે પ્રેમે;
હમે બરબાદ બનતા, ત્યાં તમે આબાદ શા માટે ?



# ધર્મનો વિજય વાવટો.

ગઝલ—કવ્વાલી.

સનાતન ધર્મનો ઝુંડો, હમોને પ્રાણુ પ્યારો છે;
ઉતાર્યો અંતરે ઉંડો, હમારો ધર્મ ન્યારો છે.
હતા ભોગી અને રોગી, હવે તો ધર્મના યોગી;
યુગો યુગના વિયોગીનો, પ્રભુ ભેટો થનારો છે.
છુટે જ્યાં મોહનો મારો, નથી ત્યાં દુઃખનો આરો;
વૃથા છે અન્ય ઉપચારો, ખરો એ એક ચારો છે.
ચ્હડાવી ધર્મની ઝોળી, વિભૂતિ કર્મની ચોળી;
લગાવી મર્મની ગોળી, ચલાવ્યો એજ મારો છે.
ધખાવી ધર્મની ધુની, બન્યા બકવા ત્યજી મૂની;
બની સુખવાસના સૂની, મળ્યો શાન્તિ કિનારો છે.
કહ્યો બાઈબલ કુરાનોમાં, વખાણ્યો સૌ પુરાણોમાં;
શ્રુતિ પોકારતી કહે છે, બધાને તારનારો છે.
બન્યો એ માર્ગ શ્રેષ્ઠોનો, ભર્યો ભંડાર ઇષ્ટોનો;
હમારો સ્થાનભ્રષ્ટોનો, સદાનો એ ઉતારો છે.
ગગન-પાતળ-જળ-સ્થળમાં, અણુ-પરમાણુ-રજકણુમાં;
ચરાચર વિશ્વલીલામાં, બધે તેનો પ્રસારો છે.
બનીને બ્રહ્મધ્વનિ પોતે, જગાડે જાગતી જ્યોતે,
વસ્યો છે સૂર્યશશિમાં તે, જગતનો એ સિતારો છે.

ઘુમે છે સૂર્ય મંડળમાં, ફરે છે પ્રાણી પુદ્‌ગળમાં;
રહે છે સર્વ જળ–સ્થળમાં, છતાંએ સૌથી ન્યારો છે.
બનીને જ્ઞાનના તારો, પ્રજાળે પાપના ભારો;
પ્રભુના ભક્તને પ્યારો, અકર્મીને અકારો છે.
સજીને ધર્મનાં હથિયાર, થયા સંતો હમે તૈયાર;
હવે શા દુશ્મનોના ભાર ? વિજય આજે થનારો છે.
બાણો જ્ઞાનનાં છૂટયાં, જગતનાં બંધનો તૂટયાં;
રસાયન પૃથ્વીનાં ખૂટયાં, હમારે એજ પારો છે.
હમારા અલ્પ જીવનને, લૂંટાવ્યું ધર્મના નામે;
ઉઘાડી આંખ જોયું તો, અસર તેની વધારે છે.

---

# પડદામાં છૂપાયલા પ્રેમીને.



ગઝલે હક્કા.

લીધી તમે શું વ્હાલા ! બાધાપ્રન બોલવાની ?
દીધી મને નિરાશા, શું આંખ ચોળવાની ?
જોયા અનેક દેશો, લીધા અનેક વેશો;
કારી ન કાંઈ ફાવી, તુજ શક્તિ તોળવાની !
વાંચ્યાં અનેક શાસ્ત્રો, સેવ્યા અનેક સંતો;
કુંચી નથી જણાતી, તુજ દ્વાર ખોલવાની !
સુરમા અનેક આંજ્યા, લઈ જ્ઞાનની શલાકા,

દૃષ્ટિ ન તોય પામ્યા, તુજ રૂપ વિલોકવાની.
ધરી પ્રેમભાવ પ્યારા ! ચીર્યાં જીગર હમારાં;
આશા ન જાગી ઉરમાં, તુજ ભાવ ભાળવાની.
બહુ ન્યાય-દર્શનોની, ગલીઓ ફરી તપાસી;
યુક્તિ ના હાથ લાગી, તુજ દેશ પહોંચવાની.
જોવા જીગરથી આવ્યા બોજા ઘણા ઉઠાવ્યા;
કારી ન કાંઈ ચાલી, પડદો ઉપાડવાની.
તલસ્યું છે નેનચાતક, જ્યોતિ નિહાળવાને;
પુણ્યો ન પાર પામ્યાં, પાંપણ ઉઘાડવાને.
'મ્હારી'અને'તહુમારી,'સુણી ગુંજ ન્યારી ન્યારી;
ઘડીએ છતાં ન આવી, એ બોલ બોલવાની.
મદમસ્ત પ્રેમપ્યાલી, આવ્યો હું હાથ ઝાલી;
દીઠી સદાય ખાલી ! ક્યાં આગ હોલવાની !



## કુસંપનું કેદખાનું.



ગઝલે હક્કા.

બંદી બનીને બેઠા, દુનિયાને બાંધનારા;
સાંધા પડ્યા છે હેઠા, સૌને એ સાંધનારા.
ગાતાં મધુર ગીતો, બુલબુલ ગગન વિહારી;
ઘેરી બિમારી ઝેરી, નથી ઝેર ઉતારનારા.
જ્ઞાની ગુરૂ ચડ્યા છે, ચેલાના ચોપડામાં,

વેચાય જ્ઞાન તેનાં, જગમાં નથી લેનારા.
ગાજી–ગજાવી મૂકયું, બ્રહ્માંડ બેય બાજુ;
મ્હોડે લગાવી તાળાં, બેઠા એ બોલનારા.
સમણાં મધુર વેરી, નિદ્રા નિશાએ ઘેરી;
સૂતા જરા ત્યાં આવ્યા વેરી જગાડનારા.
ઉરતંત્ર સાથ સાંધી, એ રજ્જુ એકતાની;
સમતા સીતાર શાને, ભાંગો ઓ ! તોડનારા !
મરવા અને સૂવા દો, છે ઇષ્ટ ઉંઘ મીઠી;
આ કેદખાનું બૂરૂં, મરવું ગમે ઘણેરૂં;
છૂટે ન છોડયું તનડું, નથી કોઈ છોડાવનારા !
વાગે સીતાર લૂલો, બેસુર સુરો થયા છે;
તાણી ન તોડવાને, નથી કોઈ વારનારા !
નાંખો ભલે ઉખેડી તોડીને મૂળમાંથી;
રહેજો તમે મારનારા, બનશું અમે ચાહનારા !

## મિત્રના વેષમાં શત્રુ.

### ગઝલ—કવ્વાલી.

ન જાણ્યા ભેદ કહિયે જે, ત્હમારા દિલ મહિં ડાલે !
ન આણ્યાં ખેદનાં આંસુ, ચ્હડાવી જુલ્મ હિંડોળે.
હસ્યા આનંદથી જ્યારે, અમે વ્યાધી સહી રોયા;
હમારા મોતમાં આજે, ચ્હડયો શો રંગ તમ ડોળે ?

લગાવ્યા છાતીએ પહેલાં, કહ્યા મીઠું વદી "મ્હારા;"
હજારો ત્યાં દીધાં વચનો, ન પાળ્યો એક પણ કોલે !
દબાવી છાતીએ છાતી, હવે શાને છૂરી કહાડી ?
બનીને બેવફા આજે, અમારાં કાળજાં છોલે !
હતી હીરા તણી માળા, મનોહર ડોકમાં ઝૂલી;
જુલ્મની વાંસળી વાગી, બનીને નાગ શું ડોલે !
ભર્યો પ્યાલો પિયુષનો તે, જહર શાને બને આજે ?
જલાવી તન બદન ભૂંડા ! જીગરની ખાખ શું ચોળે ?
થશો જો આગ તો સ્હામે, તમોને આગ મળવાની;
થશે શું કાળજું ટહાડું, ત્હમારૂં આગને સોલે ?
કહે છે ન્યાય કુદરતનો, કે, ઠરશે ઠારનારા સૌ;
તમે બાળો બની જાલિમ, પછી શું પાપ નહિ બોળે ?
હજારો રાત વાતોમાં, ગુમાવી ઘાત કરનારા !
નહિ શયતાન પણ આવે, કદિ તમ જુલ્મને તોલે.
કર્યા જેને વડા ત્હેની, વડાઈને પિછાનો કંઈ;
બની પેદા હવે આજે, પ્રભુનું નામ શું બોળે ?



# અકાળે કરમાયેલાં કુસમને !



ગઝલ.

સુવાસિત પુષ્પ ! પ્યારા તું !
ઉગ્યું શાને ખર્યું શાને ?
સુકોમળ બાળ ! વ્હાલા તું !
મળ્યું શાને ? ગયું શાને ?
છબિ પ્રેમે રસિલી જે;
હૃદય માંહિ વસેલી છે;
ન વિસારૂં કદી ત્હેને;
વિસારી તું વહ્યું શાને ?
થયું તું ક્રૂર શું ભૂંડાં !
અરે નિર્દોષ બાલુડા !
નિરંતર ચાહનારાં દિલ-
ને સળગાવી વહ્યું શાને ?
ગમ્યું અહિંથી જવું શાને ?
જવું ત્યાં આવવું શાને ?
હણીને પોષનારાંને,
ઉડી જાતું રહ્યું શાને ?
જીગરને ડંખ મારીને,
જખમ ઉંડા ઉતારીને.

વિના વાંકે વિદારીને;
જવું આજે ચહ્યું શાને !
પ્રથમ પ્રીતિ બતાવીને;
મધુર મુખડું ખીલાવીને.
અમારૂં કહેવડાવીને;
પરાયું તું થયું શાને ?
ગમ્યું ના ઝુંપડું આજે;
ન રહેવાનું વિચારીને;
નહોતું તું હમારૂં તો;
પ્રથમ કૂડું કહ્યું શાને ?
ત્યજી પ્રેમી જીગર જુનું,
કર્યું ત્હેં રંકગૃહ સૂનું !
ખુંચાવી રત્ન જીવનનું;
હવે તન આ રહ્યું શાને ?

## વિપરીત-સેવા.

ગઝલ—કવ્વાલી.

ઠગારી મોહિની આશા ! કરે સંસારની સેવા !
વિતૃષ્ણાના વિફળ પાસા ! ધરે નિ:સારની સેવા.
બજાવ્યાં ઢોલ ને વાજાં, ઘણાં ફોડયાં કર્યાં સાજાં;
કરી ગીતો રચી તાજાં, જગત્ સીતારની સેવા.

ગભીરી મોહની ઘેરી, બનીને કર્મના વેરી;-
 ભરી બિમારીઓ ઝેરી, કરી બિમારની સેવા.
કરી સાચાં અને જુઠાં, બનાવ્યાં કાળજાં બુઠ્ઠાં !
 રહ્યાં છે હાથમાં ઠુંઠાં ! કરી વ્યાપારની સેવા.
નિચોવ્યાં માંસ ને મજ્જા, લુંટાવ્યાં લાભ ને લજ્જા !
 સહી સેતાનની સજ્જા, કરીને પ્યારની સેવા.
રતિના રંગમાં રાચ્યા, નયનના મારમાં નાચ્યા;
 વિષયનાં પુસ્તકો વાંચ્યાં, ધરી દિલદારની સેવા.
વિસાર્યા ભાવ મર્મોના, ઉથાપ્યા માર્ગ ધર્મોના;
 ધરી બોજા કુકર્મોના, કરી કુંભારની સેવા.
તજીને પુષ્પ ક્યારાને, કરી છે ચારની સેવા.
 ઠગીને નાથ પ્યારાને, કરી છે યારની સેવા,
વિષયવૃત્તિ સદા સેવી, તજી શાન્તિ શીયળદેવી;
 કરી આ દુર્દશા કેવી ! ધરી બદ્કારની સેવા.
વિસારી વિશ્વના દેવા, તજીને મોક્ષના મેવા;
 સ્વછંદે સાધતા શું અંધ, બેદરકારની સેવા !
તજી મરજાદ ને કુળ લાજ, ચણુતાં પાપ કેરી પાજ;
 કુટિલ બુદ્ધિ બતાવે આજ, દરિયાપારની સેવા !
હજારો વેઠતા વાંધા, સડાવ્યા અંગના સાંધા !
 ખુશીથી ખાસડાં ખાધાં, કરી પરનારની સેવા.
વિસારી એક ગિરિધારી ! સ્વિકારી લાખ લાચારી !
 હૃદયના હારને હારી, કરી લાચારની સેવા.

# દેખાડશો ક્યારે ?



ગઝલ—કવ્વાલી.

અમૂલા ધર્મ પૂર્વજના, ધરી દેખાડશો ક્યારે ?
પરાક્રમ વીર તનુજોનાં, કરી દેખાડશો ક્યારે ?
હતા પૂર્વે બહુ મોટા, થયા શાથી હવે છોટા ?
પડયા જે વીર્યના તોટા, ભરી દેખાડશો ક્યારે ?
કહોછો વીરપુત્રો છો, કહો છો 'સૌ સુપુત્રો છે;'
બતાવી પાત્રતા પહેલી, તરી દેખાડશો ક્યારે ?
વડીલો યજ્ઞવેદીમાં, ધૂનીને ધમધમાવીને;
જગત્ પાવન કરી દેતા, ફરી દેખાડશો ક્યારે ?
હતા દાનેશ્વરી પૂરા, કરણુ ને પાર્થ સમ શૂરા;
ચળકતા હિંદના હીરા, ફરી દેખાડશો ક્યારે ?
હમેશાં દેશહિત ન્હાતા, હૃદયના નીરમાં ન્હાતા;
મહા બળવાન ગુણજ્ઞાતા, ફરી દેખાડશો ક્યારે ?
સમરમાં કીર્તિ વરનારા, અમર નિજ નામ કરનારા;
અચળ ઉત્સાહ ધરનારા, ફરી દેખાડશો ક્યારે ?
ધીરજ ને ધામ ધરનારા, વિજયની માળ વરનારા;
અરિનું હીર હરનારા, ફરી દેખાડશો ક્યારે ?
પ્રતાપી રામ રણધીરા, ભરત જેવા અચળ વીરા;
ભક્ત હનુમંત સમ હીરા, ફરી દેખાડશો ક્યારે ?
પ્રતાપી પાંડવો પ્રેમી, કુશળ શ્રીકૃષ્ણજી સ્વામી;

વિદુર-ઉદ્ધવ સમા નેમી, ફરી દેખાડશો કયારે ?
પ્રતાપી પ્રાણ દેનારા, પ્રજાનાં કષ્ટ હરનારા;
કસોટી તીવ્ર સહેનારા, ફરી દેખાડશો કયારે ?
કર્યાં જે તેમણે કામો, ઉઘાડયાં સ્વર્ગનાં ધામો;
તમે પણ એ સમાં નામો, કરી દેખાડશો કયારે ?
સ્વીકારી શુદ્ધ આ સેવા, પ્રભુ દઇ મોક્ષના મેવા,–
દિવસ અતિ ઉજળા એવા, હરિ ! દેખાડશો કયારે ?

## દગાબાજ ઉલ્ફત.

ગઝલ—હુક્કા.

( યહ બહારે બાગ દુનિયાં ચંદરોજ–એ રાહ. )

જોઇ મેં આ જહાંન સારી બેવફા !
જ્યાં કરી ત્યાં ખોઈ યારી બેવફા !
હું રઝળતો ઈશ્કના બાજારમાં,
શોધતો ગુન્ચેવફાઈ બેવફા !
મેં જગાવ્યો દારપર અહાલેક ત્યાં–
ત્હેં ભરી જામે સફાઇ બેવફા !
ઇન્તેજારીથી કલામો સાંભળ્યા,
મ્હેં કરી કુરબાન સુરત બેવફા !
ચૂમું ત્હને હું હોઠપર કે પ્હાનિયે ? !
દિલ વસાવી પ્યારી મૂરત બેવફા !

ત્હારી ગલીમાં આવતાં જખ્મી બની,
બેઇમાની મેળવી છે બેવફા !
વેચી બેઠા દીન ને ઈમાન હું,
કંઇ રડું–કંઈ કંઈ લવીને બેવફા !
પેરમાં બેડી ગળે જંજીર છે !
કયદખાનું ભોગવું હું બેવફા !
મૌત છે પ્યારૂં મને આ કયદથી,
જીવતો શાને બળું હું ? બેવફા !
પાઈ જામે ઈશ્ક અય દિલદાર ત્હેં !
ચશ્મમાં આંસુ ભરૂં છું બેવફા !
બેવફાઇ જોઇને ત્હારી સનમ !
જો તજું તો હું ઠરૂં છું બેવફા !
કર નજર રૂખ્સત તણા પયગામને,
આખિરી તસલીમ કરૂં છું બેવફા !
ખુશ રહે, હાંસી કરી મ્હારી જીગર !
ત્હારી હાંસીમાં મરૂં છું બેવફા !
વસ્લમાં દીદારની ઝાંખી કરી–
પ્રાણ પરવાના તજે છે બેવફા !
કત્લ કરવા કદ્રદાની શીખજે,
કંઈ નથી બીજી તમન્ના બેવફા !
કર કરમ તું, ધર રહમ દિલબર જરા,
ભર નમક એ જખ્મપર ઓ બેવફા !

દર્દે-દિલ *મરહુમનું +તાલિબ થાય તો,
　　ફેર સમજું તુખ્મમાં હું બેવફા!
કોણે બતાવી હાય! રાહે ઇશ્ક આ?
　　કમનસીબી ક્યાં કહું? હું-બેવફા!
જાનથી બેજાન હું પાગલ બન્યો,
　　કહે હજી શું શું સહું હું બેવફા!
સર કર્યું હાજર બનાવી જામ મ્હેં,
　　જાનનો પાયો તને ×મય બેવફા!
=ખું વહાવી મેં ÷કદમબોશી કરી,
　　બેતરસ બેદિલ તું નિર્દય બેવફા!
જીંદગીની જામમાં ઉલ્ફત ભરી,-
　　મ્હેં કરી મ્હેમાની ત્હારી બેવફા!
ઉલ્ફતે લાચારનો કંઈ ખ્યાલ કર!
　　કર ખતમ આ *આહોજારી બેવફા!
જીંદગી હાર્યો નિગાહે-ચશ્મમાં,
　　યારી ના કરતા, પુકારૂં બેવફા!
ગુલ થતાં ચિરાગ એ બ્હારે વસંત!
　　ઇશ્ક કાતિલ જહર ધારૂં બેવફા!

---

* મલમ. + આતુર. × શરાબ. = લોહી. ÷ ચરણ-ચુંબન. * ચાહના.

# જગત્‌ના ઝેરના પ્યાલા!

ગઝલ.

દિલે જાનીથી ઉભરાતા ! પીઓ આ ઝેરના પ્યાલા !
સળગતા આગ સમ તાતા ! લીઓ આ ઝેરના પ્યાલા !
ઉઠો–આવો–દુઃખી ! દાતા ! ભરી લો અંતરે શાતા !
બનો પી મસ્ત મદમાતા ! લીઓ આ ઝેરના પ્યાલા !
રૂદનનાં ગીતડાં ગાતા, રહ્યા શું આમ સીદાતા ?
જગતનો ગમ સદા ખાતા, પીઓ આ ઝેરના પ્યાલા !
પ્રભુની પાઠશાળામાં, પઢે તે બાળ–બાળાનાં;
ગણવાને ખરા જ્ઞાતા, પીઓ આ ઝેરના પ્યાલા !
સદાયે આત્મધન ખોતા, રહ્યા બેસી સુરત જોતા;
દુઃખીની આંખડી લ્હોતા, લીઓ આ ઝેરના પ્યાલા !
ગણીને શત્રુને મિત્રો, ભૂસીને સ્વાર્થનાં ચિત્રો;
વધારી અંતરે શાતા, પીઓ આ ઝેરના પ્યાલા !
હૃદયનાં બંધનો કાપો, નિયમના માર્ગને માપો;
રહો સંસારમાં રમતા, લીઓ આ ઝેરના પ્યાલા !
ઉખેડીને જૂના પાયા, ચ્હડાવી લો નવી કાયા;
નવા બાંધી નિયમ નાતા, લીઓ આ ઝેરના પ્યાલા !
ભરીને ભાવનાં ભાથાં, સજો સહુ એકતા ભ્રાતા !
રહો રંગે ભર્યા રાતા ! પીઓ આ ઝેરના પ્યાલા !

પ્રભુનો પ્રેમરસ પાતા, બધાંને પ્રાણુથી વ્હાલા;
દયાના નીરમાં ન્હાતા, પીઓ આ ઝેરના પ્યાલા!
કસુંબી લાલ કે લીલા, થશે રંગો બધા ઢીલા;
હસી 'કાળા' અમે ગાતા, પીઓ આ ઝેરના પ્યાલા!
બધા આ રંગ દુનિયાના, ફના થાતા-ઉડી જાતા;
જહરના રંગ રહેવાના! પીઓ એ ઝેરના પ્યાલા!

# કર્તવ્યની કિંમત.

ભૈરવી—ગઝલ.

હાર શું હિંમત હરામી–યત્નથી સહુ થાય છે!
હારતાં કિંમત નકામી, જીંદગીની જાય છે.
જ્યાં પડે પાછો લથડતો, પાય ત્યાં ટટ્ટાર થઈ;
દમ ધરીને ભર કદમ તું, શ્રીગુરૂ ગમ ગાય છે!
એક શ્વાસે આકરાં, કામો કદિ થનાં નથી;
ફળ પ્રબળ એ પ્રેમનાં, પુરૂષાર્થથીજ પમાય છે.
લેખાં બધાં આ જીંદગીનાં, ભૂલતાં ફરીથી ગણો;
ફૂલે અને ભૂલે બધા, એ કાયદોજ જણાય છે.
તાકયાં નિશાનો લક્ષથી, તે ચોટમાં ચોંટી રહે;
ધાર્યાં ફળોને પામતાં, નર વિશ્વમાં વખણાય છે.
જે બીજ વાવ્યાં ખંત ને ઉત્સાહથી ભૂમિ વિષે;
વાવ્યાં યથા કાળે ફળે, ત્યારેજ પાક લણાય છે.

છે કર્મમાં અધિકાર ત્હારો, ત્યાં ઉચ્ચારો ના ઘટે;
કટિબદ્ધ થઇને ખેડ કરવી, એજ ધર્મ મનાય છે.
સીધાં હશે જો ભાગ્ય ને વરસાદ જો સારો થશે;
ફ્લ શ્રેષ્ઠ પૂર્વ પ્રયાસનાં, સંતુષ્ટ થઇ શોધાય છે.
જો મંદભાગ્યે રૂઠશે, મેઘો અતિવૃષ્ટિ થશે;
તો છેવટે નિજ યત્નમાં, કર્તવ્યથી છૂટાય છે.
માટે ધરીને હોંસ, અગ્રેસર બની કર્ત્તવ્ય કર!
થાનિડર!આજેવસંત!અહિં-કર્ત્તવ્ય વાયુ વ્હાય છે.



# નવા સિદ્ધાંતવાદીને સનાતનીનો જવાબ.



ગઝલ—કવ્વાલી.

કથો છો શાસ્ત્ર એ શાને ? હમે બહુ બોધ લીધા છે!
અમારા પૂર્વજે અમને, ઘણા ઉપદેશ દીધા છે!
જગત્‌ના બોધનારા શું, ગ્રહીશું બોધ બીજાનો ?
અમે પણ શાસ્ત્રના ઉંડા, ઘણાયે શોધ કીધા છે!
ગમે તેવું અમારૂં છો રહ્યું, લેવું નથી પરનું–
હજારોમાં અમારૂં શ્રેષ્ઠ, એ હિસાબ સીધા છે.
સ્વધર્મજ શ્રેયકારી સાફ, શાસ્ત્રો સાક્ષ પૂરે છે;
કરો દિલમાં અદલ ઈન્સાફ! બેમાં કોણ બીધા છે!

ગુનાહો આંખમાં ઘૂસી, ગુનાહોને બતાવે છે!
તમે વાંકા ભલે કહેતા, હમારા માર્ગ સીધા છે!
નહીં આખર સુધી છોડે, સ્વીકાર્યા માર્ગને સાધુ–
શિખાવો ભીરૂતા તેને, જનો જે દિલ બીધા છે!
નિધન આવે છતાં ડગશું, નહિ નિજ ધર્મથી ભાઇ!
અમે શ્રીકૃષ્ણના મુખથી, પ્રબળ ઉપદેશ લીધા છે.
પીવાડો ઝેરના પ્યાલા, નથી તલભાર પણ પરવા!
વિધર્મોને ન અડવાના, હમે સોગંદ લીધા છે!
કરી રાતાં નયન કોપો, ધખાવી આગ સંતાપો!
મરીશું નહિ કદી જેણે, સુધાના જામ પીધા છે!
સનાતન અમૃતે સીંચ્યાં, કદી દીઠા નથી મરતા!
મીરાંએ ઝેરના પ્યાલા, ધરીને પ્રેમ પીધા છે!
તમારૂં કે અમારૂં કોઈનું ધાર્યું નથી થાતું–
થનારૂં થાય છે તેમાં, ત્હમે શા હાથ દીધા છે?



# બેહયા દિલબરને.



ગઝલ—કવ્વાલી.

ન્હડશું બ્રહ્માંડ ચકડોળે, જીગરમાં આગ વરસે છે!
સીતમગર! કાળજાં ફોલે! જીગરમાં આગ વરસે છે!
ભલે લૂંટો–ભલે કૂટો! રિહાઇને કરી નાબૂદ;
દરેદર જુલ્મ રેલાવો, જીગરમાં આગ વરસે છે!

કસમ છે રહેમ ના લાવો, મરેલાને તમે મારો !
હમારે મોજ મરવામાં ! જીગરમાં આગ વરસે છે !
નથી એ જીંદગી સાચી, નથી જે જીંદગી મીઠી !
જીવે તે સૌ મૂવા જેવા ! જીગરમાં આગ વરસે છે !
નથી કંઈ ફિક્ર મરવાની, નથી મરવું કહો કોને ?
ભલું મરવું સદા માટે, જીગરમાં આગ વરસે છે !
જીવીને આફતો વેઠી, હજારો લ્યાનતો લીધી !
કરી છે એ કમાઇ કે, જીગરમાં આગ વરસે છે !
બનો જાલિમ–બનો કાતિલ ! જહર સીંચો રગેરગમાં !
મરો–મારો બધી આલમ ! જીગરમાં આગ વરસે છે !
દગાબાજી કરી આજે, બનો રાજી ભલે પાજી !
ક્યામતના કહે કાજી, જીગરમાં આગ વરસે છે !
ક્યામતના દિવસ માટે, કરો કે ના કરો પરવા;
હમારો ખ્યાલ એકજ છે, જીગરમાં આગ વરસે છે !
જગત્ ઇન્સાફનો તખ્તો, કસોટી આખરે કરશે;
હમે એ રાહ પર બેઠા, જીગરમાં આગ વરસે છે !
ભલાઈ કે બૂરાઇનો, નથી કંઇ ખ્યાલ આજે તો;
દિવસ એ આવતાં જોશો, જીગરમાં આગ વરસે છે !
જલાવી તનબદન સોલા, વહેશે પાર દુનિયાની !
મિલાવી ખાકસારીથી, જીગરમાં આગ વરસે છે !
સદાના પાક છોયે આ, ખુદાના પાક બંદા છે !
કદિ અંધા નહિ જોશે, જીગરમાં આગ વરસે છે !

લગાવો જહરની ફુંકો ! જગાવો આગના સોલા !
પછી પોકારજો આખિર, "જીગરમાં આગ વરસે છે !
ગરલ પીધું સુધા છોડી, વિષમ ઉશ્વાસના જોડી !
ખુદાઈ રૂહની ત્હોડી, જીગરમાં આગ વરસે છે !
વસંતાનિલ અનલ ફૂંકે, પ્રગલ શયતાન સર ઝૂકે;
મજહબે જામ પર થુકે ! જીગરમાં આગ વરસે છે !
ઉઠયાં આતિશ તણાં મોજાં, વહ્યા સિંધુ તજી માજા !
અનેરાં કર્મનાં વાજાં, જીગરમાં આગ વરસે છે !
જીગરમાંથી મહા જ્વાલા, વહી છે સપ્તલોકોમાં !
કરે બ્રહ્માંડના ચૂરા ! જીગરમાં આગ વરસે છે !

## એક વ્યાજબી દાવો.

ગઝલ—કવ્વાલી.

વિનવીએ તાત ! પાળકને, સ્મરે છે કોણ બીજા ત્યાં ?
મળેલા હક્ક બાળકને, હરે છે કેમ બીજા ત્યાં ?
ભર્યું છે ન્યાયનું અમૃત, પિતાના પ્રેમ કુંપામાં;
તરે જો એક મૃત્યુને, મરે છે કેમ બીજા ત્યાં ?
ઉજાળી છે દિશાઓ દેવ ! સમદૃષ્ટિ તણા સૂર્યે !
વિષમ દ્રષ્ટિ વિદેશોમાં, ભરે છે કેમ બીજા ત્યાં ?
પિતાનો પ્રેમ પૂરો એ, હમારો દેવ દાધો છે;
છતાં અન્યાયના રસ્તા, ધરે છે કેમ બીજા ત્યાં ?

દવા દીધી દુઃખો હરવા, પ્રજા કલ્યાણને કરવા;
બને સાજા હજારો જો, મરે કેમ બીજા ત્યાં ?
સુખી મોટા, દુઃખી સાચા, નથી એ ન્યાયની સીમા;
ડુબે તરનાર દરિયામાં, તરે છે કેમ બીજા ત્યાં ?
ચણી છે ભીંત ધારાથી, ન પેસે ટાંકણી જ્યાંથી;
નજર સામે અહિં હાથી, સરે છે કેમ બીજા ત્યાં ?
નથી આ ન્યાયની કન્યા, બજારે વેચવા મૂકી !
રહે દાના કુંવારાને, વરે છે કેમ બીજા ત્યાં ?
વગાડીને વિવિધ વાજાં, કર્યા હદપાર મતભેદો;
કર્યાં જ્યાં બંધ દરવાજા, ગરે છે કેમ બીજા ત્યાં ?
અચળ સૂત્રે પ્રજા બાંધી, હૃદયના સ્નેહથી સાંધી;
રહે છે એક સીમામાં, ખરે છે કેમ બીજા ત્યાં ?
પડે દરિયાવમાં બિંદુ, બને છે છીપમાં મોતી !
ઠરેલાં બુંદ વિષ રૂપે, કરે છે કેમ બીજા ત્યાં ?



# દવા વગરનાં દુખડાં.

ગઝલે હક્કા.

સહેતાં હજારો આફત, સીનો ગયો ઘવાઇ !
ગરદન હમારી કિસ્મત, કાપે બની કસાઈ !
સંકષ્ટ સંત સહે છે, ખળને ખુશાલી રહે છે !
ઉલટું સલિલ વહે છે ! શી સૃષ્ટિની સફાઇ !

પાખંડી ને શીખંડી ઘૂમે ઘણા ઘમંડી;
 ફાવે કુપાત્ર ફંદી, એ ન્યાય શો હવાઇ !
તેજી પડયા છે ધીમા, ગરવો ગુમાવી ગરિમા !
 જેનો અપાર મહિમા, મહિમાં રહ્યો છવાઇ.
વેશ્યા વિલાસ માણે, સતી આંખ અશ્રુ આણે;
 જીવે દુઃખે પરાણે, કલિની કલા છવાઇ !
રાહુ પ્રકાશ વેરે ! રવિને તિમિર ઘેરે !
 ભૂંગળ વિના હમારી, ભજવાય અહિં ભવાઈ !
પરમાર્થ યજ્ઞ-કુંડે, સર્વસ્વ-હોમ દેવા;
 બીડું ઉઠાવનારા, દીઠા ન કોઇ ભાઇ !
ધીમા કદમ હમારા, વંટોળિયે ચ્હડયાં છે !
 પોતાની વાત શી જ્યાં, પીડા પડી પરાઈ !
પરની ઉપાધિ વેઠી, સુખની ઘડી ન દીઠી !
 દિલ દર્દ-દાહ-દુઃખની, દીઠી નહિ દવાઈ !
વિશ્રામ વૃક્ષ આપે, તેનીજ ડાળ કાપે !
 આખર તવાય તાપે, તેની નથી નવાઈ !



# મહાપાપીનો પશ્ચાત્તાપ.

ગઝલ.

ભયંકર આ જીવનનો, પ્રભુ ચરણે ઝુકાવું છું;
 ઝીલી તોફાનનાં ઝોકાં, હવે પસ્તાઈ આવું છું.
ઉઠયો હું દુષ્ટ અંગારો, ભર્યો મ્હેં પાપનો ભારો;

અકારો જન્મ આ મ્હારો, હવે શરણે સુહાવું છું.
ઘરે ઘર જુલ્મ રેલાવ્યા, પ્રપંચો પૂર્ણ ફેલાવ્યા;
જખમ કારી ગળુ માર્યા, હવે માથું નમાવું છું.
ગુન્હાઓ મ્હેં બહુ કીધા, જબુન કામો કરી લીધા;
હૃદય નિર્દોષનાં વિંધ્યા, હવે આંસુ વહાવું છું.
ભયંકર પાપની મૂર્તિ, ધરી શયતાનની સ્ફુર્તિ;
કરે સંતાપની પૂર્તિ, જીવન મરણે વહાવું છું.
હસે શયતાન મ્હોં સ્હામે, ધ્રુજે ધરતી કુટીલ નામે;
નરાધમ શાન્તિ ક્યાં પામે ? જીગરની આગ લાવું છું.
સતાવી પાકદામનને, હર્યું છે મ્હેં શીયળ ધનને;
તપાવે તાપ એ તનને, અગન મનની બુઝાવું છું.
ગરીબના લોહીમાં નાહી, દુરાચારો ઘણા વાહી;
કટારી જુલ્મની સાહી, હવે તમને મનાવું છું.
બનીને પાપમાં પૂરો, કર્યો મ્હેં ધર્મનો ચૂરો;
બન્યો બૂરા થકી બૂરો, હવે કિન્નો સમાવું છું.
ઉથાપી આપની આજ્ઞા, કરી વૃત્તિ દુરિતમગ્ના;
સહું સહુ પાપની શિક્ષા, મરણ શય્યા બિછાવું છું.
અધમ અપરાધ કરનારો, બન્યો ગુણહીન ગોઝારો;
કર્યા નિર્દોષ સંહારો, કુટિલ મ્હોડું બતાવું છું.
ભીષણ આ નર્કની જ્વાળા, જગાવે છે પ્રબળ સોલા;
ખુંચે છે તનબદન ભાલા, જીગર દુઃખમાં ઝુલાવું છું.
દુઃખી કીધી સતી દારા, વહાવી લોહીની ધારા;

ક્ષમા એ આપની પ્યારા, હવે માગું મનાવું છું.
કૃપાઘન છો દયાસિંધુ! પ્રભુજી દીનના બંધુ!
ચરણ લોટી શરણ વંદુ, દયા ભિક્ષા હું ચ્હાવું છું.
પ્રભુ છો શાન્તિ સુખદાતા, હૃદયમર્મો તણા જ્ઞાતા;
તમે સાચા પિતા-માતા, ચરણમાં શિર ઝુકાવું છું.

---

# વિધિ વિડંબન.

શું કહું કથની મારી રાજ, શું કહું કથની મારી;
મને કર્મે કરી મહીયારી રાજ--શું.
શેવપુરના માધવ દ્વિજની, કામલતાભિધ નારી;
રૂપ કળા ભર જોબન ભાળી, ઉર્વશી રંભા હારી-રાજ.
પારણે કેશવ પુત્ર પોઢાડી, હું ભરવા ગઇ વારી;
શેવપુરી દુશ્મન રાયે ઘેરી, હું લુંટઇ પનીહારી-રાજ.
સુભટે નિજ રાજાને સોંપી, રાયે કરી પટરાણી;
વર્ષે તણા સુખમાં પણ માધવ, વિસરે નહિ ગુણ ખાણી-રાજ.
વર્ષ પંદરનો પુત્ર થયો તવ, માધવ દ્વિજ મુજ માટે;
ભમતો યોગી સમ ગોખેથી, જાતાં દીઠો વાટે-રાજ.
દાસી દ્વારા દ્વિજ બોલાવી, દ્રવ્ય દઈ દુઃખ કાપ્યું;
ચૌદશ નિશિ મહાકાળી મંદિર, મળશું વચન મેં આપ્યું-રાજ.
કારમી મુકે ચીસ પોકારી, મહિપતિને મેં કીધું;
જોકાકી મહાકાળી જાવા, તમ દુઃખે મેં વ્રત લીધું-રાજ.

વિસરી બાધા કોપી કાળી, પેટ પીડ થઇ ભારી;
રાય કહે એ બાધા કરીશું, તતક્ષણ ચુંક મટી મારી-રાજ.
ચૌદશ રાત્રે રાજા સાથે, એકાકી પગ પાળી;
મહિપતિ આગળ ને હું પાછળ, પહોંચ્યાં બેઉ મહાકાળી-રાજ.
ભૂપતિએ નિજ ખડ્ગ વિશ્વાસે, મારા કરમાં આપ્યું;
મંદિર દ્વારે જબ નૃપ પેસે, તવ મેં તસ શિર કાપ્યું-રાજ.
રાય હું મારી પતિ જગાડું, ઢંઢોળતાં નવ જાગે;
નાગ ડસ્યો પતિ મર્ણ મેં જાણ્યું, ઉભય ભ્રષ્ટ થઇ ભાગ્યે-રાજ.
નાઠી વનમાં ચોરે લુંટી, ગણિકાને ઘેર વેચી;
જાર પુરૂષથી જારી રમતાં, પાપલતા મેં સીંચી-રાજ.
માધવ સુત કેશવ પિતુ શોધે, ભમી ગણિકા ઘર આવ્યો;
ધન દેખી દુધ જ્યમ મંજારી, ગણિકાને મન ભાવ્યો-રાજ.
ગણિકાએ દ્વિજ મુજને સોંપ્યો, જાણ્યો ન મેં લલચાવ્યો;
ધિક્ ધિક્ પુત્રથી જારી ખેલું, વિધિએ નાચ નચાવ્યો-રાજ.
જારી રમતાં કાળ વિત્યો કંઈ, એક દિન મેં કરી હાંસી;
ક્યાંના વાસી?રાજ ! કયાં જાવું, તવ તેણે અથેતી પ્રકાશી-રાજ
દૃઢ મન રાખી વાત સુણી મેં, ગુપ્ત મેં રાખી મારી;
વિપ્રને કહ્યું નિજ દેશ સિધાવો, મેં દુનિયાને વિસારી-રાજ.
પુત્ર વળાવી કહ્યું ગણિકાને હા હા ! ધિક્ મુજ તુજને;
મહા પાતકની શુદ્ધિ માટે, અગ્નિ શરણ હો મુજને-રાજ.
સરિતા કાંઠે ચય સળગાવી, અગ્નિ પ્રવેશ મેં કીધો;
કર્મે નદીના પુરમાં તણાણી, અગ્નિએ ભોગ ન લીધો-રાજ.

જળમાં તણાતી કાંઠે આવી, આહેરે જીવતી કાઢી;
પાપિણીને સંગરી ન નદીએ, આહેરે કરી ભરવાડી–રાજ.
તે ભરવાડણ દહીં દૂધ લઇ, હું વેચવા પુરમાં પેઠી;
ગજ છુટયો કોલાહલ સુણીને, પનિહારી ને હું નાઠી–રાજ.
પનિહારીનું ફુટયું બેડું, ધ્રુસકે રોવા લાગી;
દહીં દુધની મટુકી મમ ફુટી, પણ હું હસવા લાગી–રાજ.
હસવાનું કારણ તેં પૂછયું, વિરામે અથ ઇતિ કીધું;
કેને જોઉં ને કેને રોઉં હું, દૈવે દુઃખ મને દીધું–રાજ.
મહીયારીના દુઃખની કહાણી, સુણી મુર્છા થઈ દ્વિજને;
મુર્છા વળી તવ હા!હા!ઉચરે, દ્વિજ કહે ધિક્ ધિક્ મુજને–રાજ.
માતાજી તે પુત્ર તમારો, હું ઉભો નિરભાગી;
હા ! હા ! મુજ પાપીને ગળજયો, પૃથ્વિ માતા જાગી–રાજ.
ા દીકરો બહુ કરી પસ્તાવો, જ્ઞાની ગુરૂને મળીઆ;
ગી દીક્ષા શિક્ષા પાળી, ભવના ફેરા ટળીઆ–રાજ.
મવે ભવ બાજી રમતાં, ઉલટ સુલટ પડે પાસા;
વિધ ભવોભવ "સાંકળચંદ" ખેલે કર્મ તમાસા–રાજ.
ક સજ્જન એહને માનો, વિધિ વિડંબન કહીએ;
દુઃખ સો સમભાવ ધરીને, સંતોષે સહુ રહીએ–રાજ.

